

શ્રી વિજયકમલકેશર ગ્રંથમાળા-દેવપુષ્પ ૯ મું

# આનંદ અને પ્રભુ મહાવીર

:: લેખક ::
પંન્યાસજી મહારાજ શ્રીકેસરવિજયજી ગણિ.

श्रीमद् विजयकमल सूरीश्वर गुरुभ्यो नमः

શ્રી વિજય કમલ કેસર ગ્રંથમાલા.

દેવપુષ્પ ૯ મું.

# આનંદ અને પ્રભુ મહાવીર.

:: લેખક ::

પંન્યાસજી મહારાજ શ્રીકેસરવિજયજી ગણિ.

:: પ્રકાશક ::

શ્રી વિજયકમલ કેસર ગ્રંથમાળા તરફથી,

શા. ભીખાભાઈ મગનલાલ તલાટી.

દેહગામવાળા.

વીર સં. ૨૪૫૨, અમદાવાદ, વિક્રમ સં. ૧૯૮૨

આવૃત્તિ પહેલી ] [ પ્રત ૨૦૦૦,

મૂલ્ય રૂ. ૦—૮—૦

# આભાર.

આ પુસ્તક છપાવવામાં દેહગામવાળા શેઠ કેશવલાલ ગુલાબચંદ તથા રાણપુરવાળા શેઠ વાડીલાલ પુરૂષોત્તમ તથા કચ્છ જખૌવાળાં બ્હેન દેવલીબાઈ એ ત્રણે જણાંએ સરખી મદદ આપી છે, તે ખાતે તે ત્રણે સદ્‌ગૃહસ્થોનો આભાર માનવામાં આવે છે. તેમની આવાં આત્મજાગૃતિ-વાળાં પુસ્તકો છપાવવા માટેની મદદ ઘણી ઉપયોગી થવા સાથે જનસમાજને પણ લાભદાયક થશે એમાં જરા પણ સંશય નથી. તેમની મદદના કારણે આ પુસ્તકોનો બહોળો ફેલાવો થાય તે માટે કિંમત ઘણી થોડી રાખવામાં આવી છે. તે મદદ કરનારાઓને જરૂરીયાત જેટલાં પુસ્તકો આપ્યા બાદ તેમની મરજી અને આજ્ઞાથી આ પુસ્તકો વેચવામાં આવશે અને તેની ઉપજમાંથી ફરી પુસ્તકો છપાવવામાં આવશે.

એજ

લી શા. ભીખાભાઈ મગનલાલ

તલાટી.

દેહગામ.

ॐ अर्हं नमः

# પ્રસ્તાવના.

આનંદ અને પ્રભુ મહાવીર એ આ ગ્રંથનું નામ એટલા માટે રાખવામાં આવ્યું છે કે મહાવીર પ્રભુની સોબતથી આનંદના જીવનનો વિકાશ થયો છે. મહાવીર પ્રભુએ આત્મબોધ આપી આનંદને જાગૃત કર્યો છે. આનંદ કોણ હતો અને શું બોધ આપી આનંદને મહાવીર પ્રભુએ જાગૃત કર્યો તે આ ગ્રંથનો વિષય છે. તે માટે આ ગ્રંથમાં આનંદનું વ્યવહારિક તેમજ ધાર્મિક જીવન આપવામાં આવેલું છે.

મહાવીર પ્રભુના મુખરૂપ મેઘમંડળમાં નિશ્ચય વ્યવહારના કર્તવ્યના ઉપદેશની ઝડી વરસેલી આ ગ્રંથમાં જોવામાં આવશે. ગ્રીષ્મ ઋતુના પ્રખર તાપથી સુકાઇને અવ્યક્તપણે ધુળમાં છુપાઇ રહેલાં બીજ, જેમ વરસાદની ઝડી વરસવાથી પોષણ પામી નવપલ્લવિત થઈ પૃથ્વીને હરીયાળી બનાવી દે છે, તેમ આનંદનું જીવન અને વિવિધ પ્રકારના સદ્‌ગુણોનો વિકાશ કરાવનારો મહાવીર પ્રભુનો બોધ, યોગ્ય જીવોના કાનમાં પડવાથી, મિથ્યાત્વના તાપથી સુકાઇને અજ્ઞાનના અંધકારવાળા હૃદયોમાં છુપાઈ રહેલી

આત્માની અનંત શક્તિઓને જાગૃત કરાવીને આનંદિત અને પ્રકાશીત બનાવે તેમ છે.

મહાવીર પ્રભુના બોધથી આનંદના આત્માની શક્તિઓને વિકાશ થવાનું નિમિત્ત મળ્યું, અને આનંદે તે નિમિત્તનો લાભ લઇ પોતાના પ્રબળ પુરૂષાર્થે પોતાની શક્તિનો વિકાશ કર્યો, તેવીજ રીતે વિશ્વના જીવો આ બોધથી પોતાની શક્તિઓનો વિકાશ કરે તે આ ગ્રંથનો ઉદ્દેશ છે.

આત્મા અનંત શક્તિથી ભરપુર છે, આત્માજ પરમાત્મા થઈ શકે છે, આત્માને ઓળખી ગમે તે મનુષ્ય આ માર્ગે પુરૂષાર્થ કરવાથી પોતાની ગ્યતા અને પ્રયત્નના પ્રમાણમાં શક્તિઓ પ્રગટ કરી શકે છે તે માટેનાં સાધનો બતાવવાં એ આ ગ્રંથનો વિષય છે.

આત્મામાં અનંત શક્તિઓ છે પણ તેનું ભાન અત્યારે આત્માને ભુલાયેલું છે, આ ગ્રંથને તે ભાન જાગૃત કરાવનાર પ્રકાશ સમાન છે, એટલે આ ગ્રંથ જાગૃત કરાવનાર અને આત્મા જાગૃત થનાર એમ પરસ્પર સંબંધ ધરાવે છે.

• બોધ ગ્રહણ કરનાર આત્મા છે, ગ્રંથ બોધ ગ્રહણ કરાવવાનું નિમિત્ત કારણ છે.

• વાંચનારને આજ સુધી નહિં વાંચેલી અને સાંભળેલી કેટલીક બાબતો આ ગ્રંથમાંથી મળશે, તે બાબતો આ

ગ્રંથ લખનારે ક્યાંથી લીધી, કેવી રીતે મેળવી તે સંબંધી પ્રશ્નો કે તર્ક વિતર્કો કરવા કરતાં તે પ્રમાણે વર્ત્તન કરીને અનુભવ મેળવવા પુરૂષાર્થ કરવા વાંચનારાઓને નમ્ર વિનંતિ છે.

પુરૂષાર્થ કરનારાને આ વખતમાં પણ કર્મોના ક્ષયોપશમના પ્રમાણમાં શક્તિઓ પ્રગટ થઇ શકે છે. પુરૂષાર્થ કરનારાના ઉત્સાહ માટે મારે આટલું જણાવવવું તે પુરતું છે.

ચાલુ વખતમાં વ્યવહાર એટલો બધો પોષાયો છે કે નિશ્ચયને સર્વથા વિસારી મૂકવામાં આવ્યો છે કે સમજવાની સ્થિતિમાં રહેવા દીધો નથી. કોઈ શુદ્ધ વ્યવહારને નિશ્ચયરૂપે સમજીને તો કોઇ અશુદ્ધ વ્યવહારને શુદ્ધ વ્યવહારરૂપે માનીને પ્રવૃત્તિ કરી રહ્યા છે. શુદ્ધ નિશ્ચય વ્યવહારને પ્રતિપાદન કરનારા ગ્રંથો પણ સમયના પ્રવાહને અંગે થોડા લખાય છે. આ ગ્રંથ શુદ્ધ નિશ્ચય વ્યવહારનું જ્ઞાન પુરૂં પાડે તેવો છે.

શુદ્ધ નિશ્ચય શુદ્ધ વ્યવહાર અને અશુદ્ધ વ્યવહારના સંબંધમાં પ્રસ્તાવનામાં બે બોલ મારે કહેવા તે અસ્થાને નહિં ગણાય.

માટીના બનાવેલા ઘડા, કુંડાં, માટલાં, તાવડી, કથરોટ આદિ અનેક ઘાટો નિરંતર માણસની દૃષ્ટિએ આવે

છે. ઘાટ કહો કે આકૃતિ કહો તે જોવામાં માણસ જાત એટલી બધી ટેવાઈ ગઈ છે કે તે જોતાં વેંતજ આ હલકો, આ ભારે, આ કાળો, આ ધોળો, આ લાલ, આ પીળો, આ કદરૂપો, આ ઉપયોગી, આ જરૂર વગરનો વિગેરે અનેક વિકલ્પો કરવા મંડી જાય છે. પણ તે માટી છે એ વાત તો બધા ભૂલીજ જાય છે. આકારમાં રોમે રોમે માટી વ્યાપિ રહી છે. અરે ! માટી સિવાય તેમાં બીજું કાંઈ નથી છતાં માટી સામે કોઈની નજર જતી નથી, દરેક મનુષ્યો તેના આકારને વખાણે છે અથવા વખોડે છે. આ માટી તે નિશ્ચય છે અને ઘડા પ્રમુખ ઘાટ તે વ્યવહાર છે.

ખાંડનાં રમકડાં દીવાલી ઉપર બનાવવાનો અને નાતા વ્યવહારવાળાને ઘેર ભેટ આપવાનો રીવાજ ઘણા દેશમાં પ્રચલિત છે. કોઇ ખાંડનાં ખુરશી, ટેબલ, બન્દુક, તોપ, પ્યાલા, રકાબીઓ, કળશો વિગેરે અનેક આકારો બનાવે છે. મનુષ્યોની દૃષ્ટિ આ આકારો તરફ એટલી બધી ખેંચાયેલી હોય છે કે તે ઘાટ જોતાંજ તેની પ્રશંસા કરવા લાગશે, અને કાંતો તેને વખોડવા લાગશે સારા સારા ઘાટો જોઇ ખુશી થશે. બાળકો પણ કહેશે કે મને બન્દુક જોઇએ, ખુરશી નહિં. મને રકાબી જોઇએ, પ્યાલો નહિં. જો તે બાળકની મરજી વિરૂદ્ધ બીજું

રમકડું આપવામાં આવે તો તે રડશે, નારાજ થશે અને છેવટે તેનું ધારેલું રમકડું મળશે ત્યારેજ ખુશી થવાનો.

વાંચનારાઓ ધ્યાન આપશો કે બધાં રમકડામાં ખાંડ સિવાય બીજું કાંઇ નથી. રમકડાના રોમે રોમમાં ખાંડજ વ્યાપી રહી છે છતાં આ સારૂં અને આ નઠારૂં કહેનારાઓની દૃષ્ટિ ખાંડ ઉપર છે કે ખાંડના બનેલા આકાર–ઘાટ ઉપર છે ? ઘાટ ઉપર છે એમ કહેવુંજ પડશે. આ ખાંડ તે જ્ઞાનીઓનો નિશ્ચય અને ખાંડનાં રમકડાં તે વ્યવહાર. ખાંડને જોનાર તે જ્ઞાની. રમકડામાં પ્રીતિ કરનાર તે અજ્ઞાની–બાળક.

આજ દૃષ્ટાંતે મૂળ વસ્તુ તે આત્મા, તે આકારમાં–ઘાટમાં ગોઠવાયો છે તે ઘાટને લઈને મનુષ્યો ઘાટની સુંદરતા અથવા અસુંદરતામાં એટલું બધું ભાન ભૂલી ગયા છે કે માટી અને ખાંડની માફક આત્માને ભૂલી બેઠા છે, ગુમાવી દીધો છે.

માટીને તથા ખાંડને ઘાટમાં ગોઠવવામાં એક મુખ્ય કારણ છે અને તે પાણી અથવા ચિકાશ. માટીમાં અને ખાંડમાં પાણી ભળવાથી તે માટી અને ખાંડ જુદા જુદા આકારમાં ગોઠવાઈ ગઇ છે. જો આ પાણી કે જેણે માટીમાં ખાંડ સાથે ભળીને ચીકાશનું રૂપ ધારણ કરેલુંછે તેને વચમાંથી કાઢી નાખવામાં આવે તો માટી તે માટીરૂપે અને ખાંડ તે

ખાંડરૂપે થઈ રહેછે,તેમ આત્માની સાથે જડ પ્રકૃતિ રાગદ્વેષની ચિકાશ રૂપે જોડાવાથી તેના પુરૂષ, સ્ત્રી, પશુ પક્ષી, પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ, વનસ્પતિ, દેવ, નારકી ઈત્યાદિ અનેક આકારો બન્યા છે, છતાં દરેકની અંદર તપાસ કરશો તો આત્મા તેમાં વ્યાપીને રહેલો જણાશે. કોઈને શંકા થશે કે માટી યા ખાંડમાંતો સેજસાજ પાણી હશે તે પણ સુકાઈ ગયું હોય તેમ લાગે છે અને આત્મામાં તો જડ વસ્તુનો મોટો ભાગ દેખાય છે, વળી આત્મા ખાંડ કે માટીની માફક પ્રત્યક્ષ પણ દેખાતો નથી તેનું શું ?

આ શંકાનું સમાધાન એ છે કે માટી કે ખાંડની અંદર પાણી થોડું છે તે વાત બરોબર છે અને ખાંડ તથા માટી પ્રત્યક્ષ દેખાય છે તેમ આત્મા દેખાતો નથી એ વાત પણ ઠીક છે. આ થોડા પાણીના પ્રમાણમાં ખાંડ કે માટીની અંદર જડ ભાગ વધારે છે છતાં પણ આત્માની મહાન શકિતની આગળ આ વધારે દેખાતો જડ ભાગ ઘણોજ ઓછો છે. આંહી બેઠાં આત્મશક્તિથી હજારો ગાઉ પર્યંત દૂર રહેલા પદાર્થો જોઇ શકાય છે. વિકાશ પામેલ આત્મા એક સંકલ્પથી આ પૃથ્વીને ધ્રુજાવી શકે છે, મેરૂ જેવા પર્વતોને પણ પગના અંગુઠાથી કંપાવી મૂકે છે. તેવા આત્મબળ આગળ આ દેખાતો માયાનો જડ ભાગ કાંઈ વધારે નથી, પણ અજાયબ થવા જેવું તો એ છે કે આવો સમર્થ આત્મા આટલા થોડા જડ ભાગથી એટલો બધો

ઢંકાઇ ગયેલો લાગે છે કે જાણે આત્માની હૈયાતિજ નથી
રમકડાં અને વાસણોના ઘાટ આડે જેમ ખાંડ તથા માટી પ્રત્યક્ષ છતાં ઢંકાઇ ગયેલી હોય તેમ મનુષ્યો જોઇ શકતાં નથી, તેમ આટલા થોડા પુદ્ગલોની આડે અજાયબી પમાડે તેવી શકિતવાળો આત્મા દબાઈ ગયો છે એ ભૂલ શું જેવી તેવી છે ?

ખાંડ તથા માટી પ્રત્યક્ષ દેખાય છે તેમ આત્મા દેખાતો નથી, એનો ઉત્તર એ છે કે પ્રથમતો દષ્ટાંત એક દેશી હોય છે, દષ્ટાંતની બધી બાબતો દષ્ટાંતિકમાં લાગુ પાડી ન શકાય, છતાં બીજી રીતે વિચાર કરતાં આત્મા તેના જેટલોજ પ્રત્યક્ષ છે.

આત્માની હૈયાતિ હોય તોજ હાથ પગ હાલે ચાલે, આંખો જોવે, મોઢું બોલે તથા ખાય, કાન સાંભળે, નાક સુંઘે અને મન વિચારો તથા નિર્ણયો કરી શકે. આ બધું વિચારતાં આત્માની હૈયાતિ પ્રગટજ છે. બાહ્ય ચિન્હો ઉપરથી પણ મનુષ્યો નિશ્ચય કરી શકે છે કે આમાં જીવ છે અને આ મારી ગયો છે.

હું છું કે નહિં, એવી શંકા કોઇ દિવસ કોઇને થાય છે ? જો ન થતી હોય તો તમે હૈયાત છો એજ તેનો પુરાવો છે. આમ પ્રત્યક્ષ આત્માની હૈયાતિ હોવા છતાં આ આકારો આડે મનુષ્યો જોઇ શકતા નથી. જેમ માટી અને

ખાંડના આકારોમાં ભાન ભૂલી, માટી અને ખાંડને ભૂલી ગયા તેમ આત્માને પણ ભૂલી ગયા છે. આ ભૂલાયેલી બાબતને તેના ખરા સ્વરૂપમાં પ્રગટ કરવી તે આ ગ્રંથનો ઉદ્દેશ છે.

ગમે તેવા આકારો બદલાયા કરે છતાં તે આકારોમાં પણ મૂળ વસ્તુની સામેજ દૃષ્ટિ–લક્ષ રાખી તેનેજ જોનાર તે નિશ્ચય. એજ જ્ઞાન માર્ગની શરૂયાત છે. આ શાસ્ત્ર એજ હકીકત જણાવે છે કે કર્મોને લઈને ગમે તેવા આકારો બદલાયા કરે છતાં તેમાં પણ તમારી મૂળ વસ્તુજે આત્મા તેને તમે ન ભૂલશો. આ દૃષ્ટિ જાગૃત થઈ કે આત્મ જાગૃતિની શરૂયાત થઈ ચુકી તેનું નામજ સમ્યક્ દર્શન. સમ્યક્ દર્શન એટલે બરોબર જોવું. આત્માને આત્મા રૂપે અને જડને જડ રૂપે જોવા, અનુભવવા, એજ મોક્ષનો માર્ગ. તેનાથી વિપરીત માર્ગ એજ કે આકૃતિમાં મૂળ વસ્તુનું ભાન ભૂલવું, આત્માને બદલે વિવિધ રંગી દેહને જોવો, તેમાં આશક્તિ કરવી, અનુકુળ યા પ્રતિકુળ સંયોગોમાં રાગદ્વેષ કરવા, આ સંસારનો માર્ગ છે. જેને મિથ્યાત્વ કહે છે તે આનુંજ નામ છે.

ઉપર બતાવેલ વ્યવહાર બે પ્રકારનો છે, એક અશુદ્ધ વ્યવહાર બીજો શુદ્ધ વ્યવહાર. આત્મભાન ભૂલાવનાર, દેહને આત્મા મનાવીને કાર્યમાં પ્રવૃત્તિ કરાવનાર વ્યવહાર તે અશુદ્ધ વ્યવહાર છે 'સત્યને સમજીને આત્મ જાગૃતિ પૂર્વક

સત્યને માર્ગે સત્ય પ્રકટ કરવા વ્રત, તપ, જપ, દેવ ગુરૂની સેવા, ભક્તિ, પૂજા, શાસ્રનું જ્ઞાન વિગેરે જેજે ક્રિયાઓ કરવામાં આવે છે તે સર્વ શુદ્ધ વ્યવહાર છે. શુદ્ધ વ્યવહાર કારણુ રૂપે થઈ કાર્ય સિદ્ધિમાં મદદગાર થાય છે. અશુદ્ધ વ્યવહાર આત્મભાન ભૂલાવી, આડે રસ્તે ચડાવી માયિક જાળમાં સપડાવે છે. આ અશુદ્ધ વ્યવહાર નિષેધ કરવા યોગ્ય છે. શુદ્ધ વ્યવહાર કાર્યનો સાધક હોવાથી સાધક દશામાં આદરવા યોગ્ય છે.

પ્રભુનો માર્ગ સ્યાદ્વાદ છે. અપેક્ષાવાદ છે. વસ્તુની બધી બાજુ તપાસવાનો છે. એક બાજુ તપાસતાં બીજી બાજુઓ રહી જાય તે અધુરી તપાસ ગણાય. વ્યવહારને પોષણુ આપતાં નિશ્ચય રહી જાય, નિશ્ચયને પોષણુ આપતાં વ્યવહાર રહી જાય તે અપૂર્ણ જ્ઞાન કહેવાય.

આ પુસ્તકમાં બન્ને બાજુ તરફ લક્ષ આપ્યું છે.નિશ્ચય વ્યવહારમાં જેની જેવી શક્તિ અને જેવી જેની ઉપયોગીતા તે પક્ષપાત વિના સમજાવેલ છે. અશુદ્ધ વ્યવહારને આ પુસ્તકમાં સ્થાન નથી મળ્યું તેથી અશુદ્ધ વ્યવહારવાળા ઓઘસંજ્ઞાના પ્રવાહમાં તણુાતા અધિકારીઓને આ પુસ્તકમાં તેમના માનેલા વ્યવહારની ઓછાશ લાગશે. પણુ તેથી નિરાશ થવાનું કાંઈ કારણુ નથી. લોક વ્યવહારનો આ ન્યાય છે કે જે પરણે તેનાં ગીતો ગવાય. આ ગ્રંથજ નિશ્ચય દષ્ટિને મુખ્ય રાખીને કહેવાયો છે તો પછી નિશ્ચ-

યના લગ્ન પ્રસંગે તેના નાના ભાઈ વ્યવહારનાં ગીતો ઓછાં ગવાય કે ન ગવાય તો ખેદ કરવાનું કાંઇ કારણ નથી. વ્યવહાર કુશળ લોકો વ્યવહારની મુખ્યતાનો ગ્રંથ લખે છે ત્યારે તેમાં નિશ્ચયનું નામ ભાગ્યેજ દેખવામાં આવે છે, તેમ આ ગ્રંથમાં બન્યું નથી, શુદ્ધ વ્યવહારનું પોષણ આ ગ્રંથમાં સ્થળે સ્થળે દેખવામાં આવે છે, છતાં આટલી વાતતો ચોકશ છે કે વ્યવહાર બહુ પોષાયો છે. વ્યવહારને નામે અશુદ્ધ વ્યવહાર પણ ઘર કરીને પોતાનું જમાવીને સમાજમાં દાખલ થઇ ગયો છે, અને નિશ્ચયનું નામ નિશાન કોઇક સ્થળેજ દેખાય તેવી સ્થિતિ થઈ છે. વિદ્વાનોમાં ગણાતા મુનિઓ પણ નિશ્ચયનું નામ સાંભળી ભડકે છે, અને ભડકવાજ જોઇએ. કેમકે નિશ્ચય સર્વસ્વનો ત્યાગ કરાવે છે, કેવળ બાહારનોજ ત્યાગ નહિં પણ અંતરંગમાં રહેલા કામ ક્રોધ મોહ માન માયા લોભાદિનો અને તેનાથી આગળ વધીને આ વિકલ્પ કરતા મનનો પણ ત્યાગ કરાવે છે. વિકલ્પો કરવામાં ટેવાઇ ગયેલા મનને તેમ કરવાનું ઠીક નથી લાગતું, તેથી મન આ વિદ્વાનોને ઉશ્કેરીને નિશ્ચયનું નામ વિશ્વની પોથીમાંથી કહાઢી નખાવવા પ્રયત્ન કરાવે છે, તેથી પ્રેરાઇને આવા વિદ્વાનો પણ જેમાં સર્વ સ્વભરેલું છે, જે આત્મિક જીંદગીનું મુખ્ય શુકાન છે તે નિશ્ચયનું જાણુતાં કે અજાણુતાં અપમાન અને ખંડન કરી રહ્યા છે, અથવા તેની ઉપેક્ષા કરી રહે છે, તેમણે સમ-

જવું જોઇએ કે વર વિનાની જાન શા ઉપયોગની છે ? કોને ત્યાં જઇને ઉભી રહેશે ? વર તે આત્મા છે, તેની મુખ્યતા હોય તો વ્યવહારના કર્મકાંડ રૂપ જાનૈયાની પણ સારી સેવા થશે, તેમ નહિં બને તો વરવિનાના જાનૈયા વિલે મોઢે પાછા ફરશે. નિશ્ચય વિનાના કર્મકાંડની પણ આવીજ દશા થશે, તેનાથી ધારેલ કાર્ય સિદ્ધ નહિંજ થાય.

જેઓ ભવભ્રમણનાં દુઃખથી ભય પામ્યા છે, જેનામાં સાચા સુખની ઇચ્છા પ્રગટી છે તેઓ આ ગ્રંથના અને પરમાત્માના માર્ગના અધિકારી છે.

જેઓ પરમાત્માની પ્રાપ્તિ માટે પરમાત્માની ભક્તિ કરવામાં તત્પર છે, પાંચ ઇન્દ્રિયોના વિષયોમાંથી જેમની આશક્તિ ઉડી ગઇ છે, જેઓનું મન નિર્મળ થયેલું છે અને સ્વસંવેદન જ્ઞાન અનુભવવાની તિવ્ર ઇચ્છાવાળા છે તેઓ આ ગ્રંથના વિશેષ અધિકારી છે.

આ આત્મતત્ત્વ એ તત્ત્વ સ્વરૂપ છે, દેહાદિથી ભિન્ન છે, વિશ્વના તમામ જીવોના દેહમાં વસી રહેલું છે, દિવ્ય શક્તિથી ભરપુર છે, વિશ્વથી પણ મહાન્ છે, પરમ શાંતિવાળી નિર્વિકલ્પ દશામાંથી તે બાહાર આવે છે, મહાન્ મુનિઓ મનમાં જેનું નિરંતર ધ્યાન કરે છે તે રાગાદિ વિનાનું આત્મતત્ત્ર જેના મનમાં સ્ફુરાયમાન થાય છે તે જીવો ચોકશ શાંતિ પામે છે, શુદ્ધ સ્વભાવે વાસિત થતાં ચાર ગતિનાં દુઃખો વિરામ પામે છે. અરિહંત પદમાં

રહેલા પ્રભુનો આ ગ્રંથમાં દિવ્ય પ્રકાશ છે, મોક્ષદેવાવાળો આમાં દિવ્ય યોગ છે, સાક્ષાત્ પરમાત્મ સ્વરૂપનું આ જ્ઞાન છે, વિષયાભિલાષિ જીવોને આ બોધ મળવો દુર્લભ છે, તે પરમાત્માનો બોધ-પ્રકાશ વિશ્વમાં વિજયીથાઓ.

એકની એક વાત આ ગ્રંથમાં અનેક વાર આવવા સંભવ છે પણ તે ઉપદેશરૂપ હોવાથી જ્યાં સુધી પુરેપુરો અમલમાં ન મૂકાય ત્યાં સુધી જાગૃતિ માટે તેમ થવાની જરૂર છે. વારંવાર આ બોધનું મનન કરવાથી સંસ્કાર દૃઢ થશે. આનંદ શ્રાવકના બ્હાના નીચે આ બોધ વિશ્વના સર્વમનુષ્યોને માટે કહેવામાં આવ્યો છે.

## ગ્રંથનો સાર અને કર્ત્તવ્યભાવના.

હું સહજ શુદ્ધજ્ઞાનાનંદ સ્વભાવવાળો છું. હું નિર્વિકલ્પ છું. ઉદાસીન છું. પોનાની મેળે પોતાને જાણી અનુભવી શકું તેવો સ્વસંવેદ્ય છું. પૂર્ણ છું. વિભાવ પરિણામથી રહિત છું. મન વચન શરીરથી કરવા કરાવવા અને અનુમોદન કરવાથી રહિત છું. એજ પ્રમાણે આ વિશ્વના સર્વ આત્માઓ પણ છે; એ ભાવના નિત્ય કરતા રહો.

સમુદ્રની ભરતી ચડતાં પાણીનો કેટલોક ભાગ મોજાં રૂપે બાહાર નીકળી નીચાણવાળી જગ્યામાં તે ભરાઇ રહે છે, પણ તે પાણી સમુદ્રનું છે તેમ પ્રભુ મહાવીરની હૈયાતિમાં તેમની ધર્મદેશનાની ભરતી વખતે બાહાર આવેલો આ જ્ઞાનનો વિભાગ છે, તે પ્રભુનુંજ જ્ઞાન છે, એટલે આ

જ્ઞાન ક્યાંથી આવ્યું તે પ્રશ્નનો અવકાશ રહેતો નથી. જાગૃત દશાવાળા મહાત્મારૂપ પાત્રમાં તે ઝીલાયું, સંગ્રહ થયો, અને આ ગ્રંથના રૂપમાં તે જ્ઞાન તમારી સન્મુખ બાહાર આવ્યું છે, જો ઠીક લાગે તો તેનો સ્વિકાર કરવો. આ ગ્રંથ વિશ્વના માનવ બંધુઓ માટે છે જે ખરા અધિકારી હશે તે ગ્રહણ કરશે.

શ્રુતસમુદ્રમાંથી દોહન કરી, સંગ્રહ કરવામાં જ્ઞાનીઓની દૃષ્ટિએ સત્યના સંબંધમાં કાંઇ વિપરિત લખાયું હોય તે સંબંધમાં જેઓ સત્યાસત્યનો નિશ્ચય કરવામાં સમર્થ છે, તેવા સ્વસંવેદન અનુભવી જ્ઞાનીઓ યોગ્ય સૂચનાઓ કરે તેવી તેમના પ્રત્યે પ્રાર્થના છે. આત્મભાન ભૂલેલાને જાગૃત કરવા સિવાય આ ગ્રંથ લખવાનો બીજો કાંઇ ઉદ્દેશ નથી.

પ્રભુના મુખમાંથી નીકળતો આ જ્ઞાનનો પ્રવાહ જેણે ઝીલ્યો, જેણે સંગ્રહ કર્યો અને જેણે સાચવી રાખ્યો, તે આત્મા ગમે તે સ્થાને હો; તેના શરીરનું ગમે તે નામ હો, પણ આ ઉપકાર તેમનો છે, આવા જ્ઞાનના વિચારો ફેલાવવાનું ખરૂં માન તેમનેજ ઘટે છે, એ અવ્યક્ત નામવાળા આત્માને નમન કરૂં છું કે જેણે મોહ નિદ્રામાં સુતેલા જગત્‌ને જાગૃત કરવા ખરો પુરૂષાર્થ કર્યો છે.

સંવત ૧૯૮૨ માહસુદ પૂર્ણિમા,

પાલીતાણા. સિદ્ધક્ષેત્ર.

લ. પં. કેસરવિજયજી ગણિ.



**श्रीमद् पंन्यासजी महाराज श्री केसरविजयजी गणि.**

योगशास्त्र, ध्यानदीपिका, सम्यक्दर्शन, गृहस्थधर्म, मलयसुंदरी, वि. ना कर्त्ता.

जन्म सं. १९३३ दीक्षा १९५०. गणिपद १९६२ पंन्यास-पद १९६३

# આનંદ અને પ્રભુ મહાવીરની

# અનુક્રમણિકા.

## પ્રકરણ પાંચમું.

પ્રકરણ આઠમું.



પ્રકરણ નવમું.

# શુદ્ધિપત્ર.

| પાનું. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ |
|---|---|---|---|
| ૩ | ૧૫ | ઓગણસાઠ— | ઓગણ સાઠ હજાર. |
| ૧૬ | ૮ | ગયો | ગાયો |
| ૩૩ | ૧૯ | પુષ્યોમાં | પુષ્પોમાં |

શ્રીમાન્ પંન્યાસજી મહારાજશ્રી કેશરવિજયજી ગણિકૃત.

## યોગશાસ્ત્ર

આવૃત્તિ ૪ થી

**૪૦૦ પૃષ્ઠ ડેમી રેશમી પાકું પુંઠું રૂા. ૨-૦-૦.**

સમર્થ જૈનાચાર્ય કલીકાલ સર્વજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્ય-શ્રીના મુળ ગ્રંથનું આ ભાષાંતર છે.

યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન, સમાધી, તથા પીંડસ્થ, પદસ્થ, રૂપસ્થ, રૂપાતીત. ચાર પ્રકારના ધ્યાન તથા અનેક અપૂર્વ વિદ્યાના ખજાનાથી ભરપૂર આ પુસ્તક ગ્રહસ્થથી માંડી ત્યાગી સુધીની સર્વ સ્થિતિ માટે ઉપયોગી છે.

## મલયસુંદરી ચરિત્ર

આવૃત્તિ ૪ થી

**પૃષ્ઠ ૪૫૦ રેશમી પાકુ પુઠું રૂા. ૧-૪-૦**

૨૫૦૦ વર્ષ પૂર્વેની આ કથામાં સંપૂર્ણ સુખમાં ઉછરેલી એક રાજકન્યાને પોતાનું શિલવ્રત પાળવા માટે ખમવા પડેલા દુઃખોનું કરૂણાજનક બ્યાન છે. સ્ત્રીઓને ખાસ ઉપયોગી છે.

એક વખત હાથમાં લીધા પછી પુસ્તક છોડવું ગમે નહીં, એટલું તે રસિક છે. ચાર આવૃત્તિ થઈ છે, એ તેનું પ્રમાણપત્ર છે.

# દેવવિનોદ

**પૃષ્ઠ ૧૪૪ રેશમી પાકું પુઠું કીંમત રૂા. ૧-૦-૦.**

ધ્યાન, સ્વરોદય, પ્રાણાયામથી રોગ મટાડવાની રીત, જ્યોતિષ વિગેરે સાડત્રીસ મહત્ત્વના વિષયોનું અનેક પુસ્તકોમાંથી ઉધ્ધૃત કરેલું હોવાથી ઘણા પુસ્તકોની ગરજ સારે છે. આ ઉપરાંત સ્વકૃત સ્તવનો, ગંહુલીઓ, પદો વિગેરે આપવામાં આવ્યાં છે.

પુસ્તકો મળવાનાં ઠેકાણાં:—

**વઢવાણ કેમ્પ** : શાહ ખોડીદાસ માધવજી, દેરાસરની સામે.

**અમદાવાદ** : શાહ સકુભાઈ તલકશી, રતનપોળમાં વાઘણપોળ.

**જોઈએ છીએ**—બીજા શહેરોમાં વેચનારા બુકસેલરોને કમીશન સારૂં આપવામાં આવશે. લખો— **વઢવાણ કેમ્પ.**

**છપાશે હવે પછી છપાશે**

**શ્રી વિજય કમલ કેશર ગ્રંથમાળાના સર્વમાન્ય અપૂર્વ પુસ્તકો આવૃત્તિ બીજીઓ.**

**ગૃહસ્થ ધર્મ.** શ્રાવક ધર્મનું અપૂર્વ સ્વરૂપ બતાવનાર.

**સમ્યક્દર્શન.** સમ્યક્ત્વનું આબેહુબ સ્વરૂપ બતાવનાર.

**નિતિમય જીવન.** જીંદગી કેવી રીતે પસાર કરવી તેનું સ્વરૂપ.

**નીતિ વચનામૃત.** જીંદગીમાં શાંતિ દેનાર ૧૦૦૮ વચનામૃતો.

**ધ્યાન કાપીકા.** ધ્યાનનું આબેહુબ સ્વરૂપ.

**પ્રબોધ ચીંતામણી.** સંસારમાં ધર્મરાજા તથા મોહરાજાના અપૂર્વ નાટકના આબેહુબ ચીતાર.

**દશ વૈકાલીક.** અપૂર્વ સાધુના આચારનું સ્વરૂપ.

**રાજકુમારિ સુદર્શના.** એક રાજકુમારીની કથા.

ॐ अर्हं नमः

# આનંદ અને પ્રભુ મહાવીર.

## नमो अरिहंताणं.

ધ્યાન અગ્નિ વડે કર્મમળને બાળીને આત્માનું પૂર્ણ સ્વરૂપ જેઓએ પ્રગટ કર્યું છે તે અર્હંતોને હું નમન કરૂં છું. વાદળોના આવરણમાંથી બાહાર નીકળેલા સૂર્યની માફક. કર્મના આવરણો દૂર કરીને આત્મસૂર્યના કિરણોની પ્રભાવડે જેમણે આ વિશ્વને પ્રકાશિત કર્યું છે તે વીતરાગ-દેવને હું વારંવાર નમન કરૂં છું. સોનાવાળા પાષાણમાંથી ધમવાદિ ક્રિયાવડે જેમ સોનું જુદું પાડવામાં આવે છે તેમ જેમણે વિવેક જ્ઞાનવડે દેહ કર્માદિથી આત્મસ્વરૂપને જુદું પાડયું છે તે સર્વ તીર્થંકરોને હું નમન કરૂં છું.

## नमो सिध्धाणं.

પુદ્‌ગલોના પિંડરૂપ જ્ઞાનાવરણાદિ આઠકર્મ તે દ્રવ્ય કર્મ, તથા રાગદ્વેષ વાળા સંકલ્પ વિકલ્પતેરૂપ ભાવકર્મ, તેનો વીતરાગ નિર્વિકલ્પ શુક્લધ્યાન વડે નાશ કરીને અનંત જ્ઞાન, અનંત દર્શન, અનંત આનંદ, અનંત વીર્ય, અવ્યાબાધ સુખ, સાદિ અનંત સ્થિતિ, અગુરૂલઘુ અને અરૂપિપણાના ગુણવાળી આત્માની અનંત શક્તિ જેમણે પ્રાપ્ત કરી છે તે પૂર્ણ સ્વરૂપ સિદ્ધ પરમાત્માને વારંવાર નમન કરૂં છું.

## नमो आयरियाणं.

શુદ્ધ આત્મ ઉપયોગની ભાવનામાં રહીને વીતરાગ ભાવવાળી નિર્વિકલ્પ સમાધિને જેઓ પોતે આચરે છે તેમજ બીજા જીવો ને અદશાવે છે માટે તેમને આચાર્ય કહે છે તે આચાર્ય મહારાજ ને હું નમન કરૂં છું.

## नमो उवज्झायाणं.

શુદ્ધ આત્મસ્વભાવનું સમ્યક્શ્રદ્ધાન, જ્ઞાન અને આચરણરૂપ અભેદ રત્નત્રયવાળા મોક્ષમાર્ગનો પોતે આદર કરવ પૂર્વક બીજાને કથન કરે છે, બીજાને ભણાવે છે તેને ઉપાધ્યાયજી કહે છે તે ઉપાધ્યાયજીને હું નમન કરૂં છું.

## नमो लोएसव्वसाहूणं.

શુદ્ધ આત્મતત્ત્વનું સમયક્શ્રદ્ધાન, જ્ઞાન, આચરણ અને તપશ્ચરણ રૂપ ચારપ્રકારના અભેદ ધર્મની આરધના કરવા રૂપ વીતરાગ નિર્વિકલ્પ સમાધિને જે સાધે છે તે સાધુ કહેવાય છે તેવા આ વિશ્વમાં રહેલા સર્વ સાધુઓને હું નમસ્કાર કરૂં છું.

## नमो दंसणस्स.

આત્મતત્ત્વ ઉપર નિર્મળ અને નિશ્ચય શ્રદ્ધા તે સમ્યક્દર્શનને હું નમન કરૂં છુ.

## नमो नाणस्स.

સ્વસંવેદન જ્ઞાનરૂપે આત્મતત્ત્વમાં તાત્ત્વિક ગ્રહણ કરવાની બુદ્ધિ તે રાગાદિ રહિત સ્વસંવેદન જ્ઞાનને નમન કરૂં છું.

## नमो चारित्तस्स.

શુભાશુભ સંકલ્પ વિના નિત્ય આનંદમય આત્મસ્વરૂપમાં સ્થિરતા કરવી અને તેનો અનુભવ કરવો તે સમ્યક્ચારિત્રને નમન કરૂં છું.

## नमो तवस्स.

પુદ્ગલિક દ્રવ્યોની ઇચ્છાનો ત્યાગ કરી, આત્મસ્વરૂપમાં સહજ આનંદરૂપે રહેવું તપવું તે તપને નમન કરૂં છું.

આ પ્રમાણે દેવ, ગુરૂ અને ધર્મથી બનેલા સિદ્ધચક્રને નમન કરીને ભગવાન્ મહાવીર દેવના મુખ્ય શ્રાવક આનંદનું જીવન કહું છું. મહાવીર પ્રભુના એક લાખ અને ઓગણસાઠ શ્રાવકો વ્રતધારી હતા, તેમાં દશ શ્રાવકો મુખ્ય હતા. તે દશમાં પણ આનંદ શ્રાવક પ્રથમપદે આવે છે. તેની ધર્મ સંબંધી સમજ ઘણી ઉંડી હતી. સમજ્યા પ્રમાણે તેણે પોતાનું વર્ત્તન કર્યું હતું. ગૃહસ્થાશ્રમમાં પણ ત્યાગીનું જીવન તેણે અનુભવ્યું હતું અને તેથીજ છેવટની

સ્થિતિમાં આનંદને અવધિજ્ઞાન પ્રગટ થયું હતું. પ્રભુ મહાવીર તરફથી તેને ઘણું જ્ઞાન પ્રાપ્ત થયું હતું. આ સર્વ હકીકત આનંદના વ્યવહારિક જીવનથી માંડીને છેવટના દેહ ત્યાગ સુધીની આ પુસ્તકમાં હકીકત આપવામાં આવે છે.

---

## પ્રકરણ પહેલું.

### આનંદનું વ્યવહારિક જીવન.

બંગાળનો પ્રદેશ ઘણો વિશાળ અને રમણિય છે. જ્યાં તીર્થંકર દેવોના જન્મ, કેવળ અને નિર્વાણાદિ કલ્યાણિકો મોટા પ્રમાણમાં થયેલાં છે. ત્યાંની ભૂમિ રસકસથી ભરેલી અને ફળદ્રૂપ હતી. બંગાલમાં અનેક નાનાંમોટાં શહેરો આવેલાં છે. પ્રભુ મહાવીરના વખતમાં એટલે લગભગ આજથી અઢી હજાર વર્ષ પહેલાં તે દેશની જાહોજહાલી ઘણીજ ઉત્તમ હતી. જ્યાં પ્રભુ મહાવીર અને ગૌતમ બુદ્ધ જેવા ધર્મોપદેશકો પોતાના ઉપદેશનો મધુર પ્રવાહ ત્યાંના પુન્યશાળી જીવોના કર્ણ તરફ વહન કરાવી રહ્યા હોય ત્યાંના જીવોની ધર્મની દૃઢ ભાવના માટે કહેવાનું જ શું હોય?

આ વખતમાં વાણિજ્યગ્રામનગર વેપારીઓના વ્યાપારનું મોટું મથક હતું. ત્યાં વણિકોનાં ઘણાં ઘરો હતાં, ત્યાંના લોકો ભદ્રિક, અને ગુણાનુરાગી હોવાથી ધર્મપ્રાપ્તિ માટે વિશેષ લાયક હતા. આ શહેર અને વેશાલાનગરી બન્નેમાં મળીને પ્રભુ મહાવીરે જુદા જુદા પ્રસંગે બાર ચોમાસાં કરેલાં છે. ત્યાં જીતશત્રુનામે ઉદાર દિલનો અને પ્રજા તરફ પ્રેમાળુ રાજા રાજ્ય કરતો હતો. શેહેરની બાહાર અનેક બાગ બગીચાઓ, વનો અને આરામોવાળાં સ્થાનો હતાં જેમાં દૃતપલાસ નામે વન વિશેષ પ્રકારે પ્રખ્યાત હતું. આ વનમાં સાધુ સંતોને રહેવાની સારી સગવડ હતી, તેથી ધર્મ ગુરૂઓ ધર્મોપદેશ કરવાને અને પોતાના ધર્મનો ફેલાવો કરવાને ઘણીવાર ત્યાં રહેલા જોવામાં આવતા હતા.

તે શેહેરમાં ધનદેવ નામનો ધનવાન ગૃહસ્થ રહેતો હતો અને તેને નંદા નામની સ્ત્રી હતી. બન્ને પતિપત્નિ ગુણવાન અને સંતોષી હતાં. તેમને સારાં સ્વપ્નથી સૂચિત શુભ લક્ષણોવાળો આનંદ નામે પુત્ર થયો. આનંદ પોતાની બાલ્યાવસ્થાથી જ ઘણો બુદ્ધિશાળી, ઉત્તમ લાગણીવાળો, આત્મશ્રદ્ધાળુ અને મકકમ વિચારનો હતો. પિતાની હૈયાતિમાં જ તેણે મધ્યમ પ્રકારનું પોતાના વ્યવહાર પુરતું શિક્ષણ લીધું હતું, છતાં તિક્ષ્ણ બુદ્ધિને લીધે તે જે જે કાર્યની શરૂઆત કરતો હતો તેમાં તેને વિજય પ્રાપ્ત થતો

હતો. પુન્ય પ્રકૃતિ અનુકુળ હોવાથી તેનું ધારેલું કાર્ય સફળ થતું હતું છતાં આ સર્વ પૂર્વના પુન્યને લીધે જ અનુકુળતા આવી મળી છે અને આવી મળે છે તેનું તેને ભાન ન હતું કેમકે તે માત્ર ઉદ્યોગને જ પ્રધાનપદ આપતો હતો.

તેજ શહેરના એક ધનાઢય કુટુંબની કેળવાયેલી સુંદર શિવાનંદા નામની કન્યા સાથે આનંદનું વીશ વરસની ઉમરે લગ્ન કરવામાં આવ્યું હતું. એક સરખા વિચારના, સરખી ઉમરના, સરખી લાગણીવાળા અને સરખાં ગુણવાળાં હોવાથી આપસમાં તે દંપતિને ગાઢ પ્રીતિ હતી. પોતાના જેવું સુખી જોડું બીજે કોઇ સ્થળે ભાગ્યે જ હશે એમ માનતાં આપસમાં આનંદ પૂર્વક દિવસો ગુજારતાં હતાં.

આ દુનિયામાં કોઈ પદાર્થ નિત્ય નથી, સુખ કાયમનું નથી અને દેહ કાયમ ટકી રહેનાર નથી. મોટામોટા દેવો, ઇન્દ્રો, અને રાજા મહારાજાઓના દેહધારી જીવનો અનિત્ય છે તો પછી વૃદ્ધાવસ્થાને કાંઠે આવી પહોંચેલા મનુષ્ય જીવનની અનિત્યતા માટે કહેવું જ શું? જીવન મરણના નિયમ પ્રમાણે આનંદનાં માતાપિતાઓ અનુક્રમે આ ક્ષણભંગુર દેહનો ત્યાગ કરી પરલોકમાં જઇ વશ્યાં.

હવે માતાપિતાના વિયોગથી કુટુંબનો ભાર આનંદ અને શિવાનંદાના ઉપર આવી પડયો. કુટુંબ ઘણું બ્હોળું હતું અને પોતાની આર્થિક સ્થિતિ મધ્યમ પ્રકારની હતી. તેથી તેના નિર્વાહ અર્થે હવે આનંદને જાતે જ મહેનત

કરવાની હતી, જન્મ્યું તેનો અવશ્ય નાશ છે એનો વિચાર કરી, શોક ઓછો કરી પોતાનો ગૃહસ્થાશ્રમ ચલાવવા માટે તે વિચાર કરવા લાગ્યો, ઘણા વિચારને અંતે તે એવા નિશ્ચય ઉપર આવ્યો કે આ દેશનો મોટો આધાર ખેતી વાડી ઉપર છે, કેળવાયેલી જમીન સદાને માટે ફળ આપનારી કામધેનું સમાન છે, એટલે જમીન તથા તેમાં ઉપયોગી સાધન તરીકે ગાયો તથા બળદો ઉછેરવાથી મને મોટો લાભ થશે.

તે કાળમાં આજીવિકા માટે ખેતીવાડી મુખ્ય સાધન ગણાતાં હતાં અને ગાય, બળદ વિગેરેની સંખ્યા તેજ મુખ્ય મિલકત ગણાતી હતી, હાલમાં પણ જેની પાસે ઢોર વધારે હોય તે માલધણી કહેવાય છે. પાંડવ કૌરવોના વખતમાં વૈરાટનગરની ગાયો વાળીને કૌરવો લઇ જતા હતા ત્યારે તે પાછી લાવવામાં અર્જુને જે વીરતા દાખવી હતી તેનું કારણ એજ હતું કે તે કાળમાં પણ ગાય અને જમીન એ મુખ્ય મીલકત ગણાતી હતી.

વાણિજ્યનગરની હકુમતમાં તે વખતે ઘણી પડતર જમીન હતી તે વેચાતા લેવા માટે આનંદ જીતશત્રુ રાજા પાસે ગયો, અને તે પડતર જમીન અમુક રકમ લઇને આપવા માટે વિનંતિ કરી, સાથે તે જમીનમાં ખેતિવાડી અને પશુઓ ઉછેરવાની પોતાની ઇચ્છા જણાવી.

પોતાની પડતર જમીનના પૈસા આવે છે અને તે

સાથે આવા કેળવાયેલા વણિકને હાથે ખેતીવાડીમાં વધારો અને પશુ ધનની આબાદિ થતી જાણી ઘણી ઓછી કિંમત લઈ ખેતિ આદિને ઉત્તેજન માટે રાજાએ ઘણી જમીન આનંદને આપી. જમીન લીધા પછી ગાયો અને બળદોની પણ સારી ખરીદી કરી. જમીનના પ્રમાણમાં હળ અને ગાડાં પ્રમુખ સાધનોનો પણ સારો સંગ્રહ કર્યો.

આનંદે હવે ખેતીવાડીની તથા ગાયો પ્રમુખની કેળવણી પાછળ લક્ષ આપવા માંડયું. જમીન રસાળ હતી તેમજ તેમાં વિશેષ પ્રકારે કુવાઓની સગવડ હોવાથી શીયાળુ ઉનાળુ અને ચોમાસાના એમ ત્રણ ઋતુઓના પાકોની નીપજ થવા લાગી.

આનંદ બુદ્ધિશાળી હતો તેમજ ખેતિવાડીના શાસ્ત્રો નો પણ સારો અભ્યાસ કર્યો હતો, તેથી દેશમાં હાલ કઇ કઈ જાતની વસ્તુઓ પાકે છે અને તેમાં વિશેષ કોની જરૂરીયાત છે, તથા કઈ જમીનને કયું ખાતર ઉપયોગી છે, કઇ ચીજ પેદા કરવામાં કયું ખાતર ઉપયોગી થઇ શકે તેમ છે, અને કેટલું ખાતર નાખવું જોઇએ વિગેરેનો વિચાર કરીને તે તે વસ્તુ વાવવામાં આવતી, સાથે જે ક્ષેત્રમાં આ વરસે વસ્તુ વાવવામાં આવતી તેમાં બીજે વરસે કઇ ચીજ વાવવાથી ક્ષેત્રના ગુણને હાની ન પહોંચે અને પાક સારો ઉતરે ઇત્યાદિ વિચાર પૂર્વક ખેતિ કરવાનું કામ શરૂ કર્યું. ખેતરને પુરતું પાણી તથા ખાતર મળતું હોવાથી તેમજ

આનંદની પોતાની દેખરેખ અને હાજરી બરોબર હોવાથી બીજા ખેડુતોને જે પાક જેટલી જમીનમાંથી આવતો તેથી તેટલીજ જમીનમાંથી આનંદના ખેતરમાંથી દોઢો અને બમણો પાક આવવા લાગ્યો.

આ પાકની આવેલી પેદાશમાંથી ખરચ કાઢતાં બાકી વધેલા પૈસામાંથી અને અનાજમાંથી બીજી જમીન અને ગાયો તથા બળદો લેવામાં આવતા હતા, તે કાળે તે દેશમાં એવો રીવાજ હતો, કે એક માલ આપી તેના બદલામાં બીજો માલ લેવામાં આવતો હતો, અનાજ આપી પશુઓ લેવામાં આવતાં હતાં, અનાજ આપી વસ્રો તેના બદલામાં લેવાતાં હતાં, કેટલીક વખતે જમીન પણ અનાજાદિ વસ્તુના બદલામાં લેવામાં આવતી હતી, મતલબ કે તે કાળમાં રોકડ પૈસાની કિંમત બહુ ન હતી, કેમકે ચીજ આપી તેના બદલામાં ચીજ લેવા દેવાનો રીવાજ હતો. હાલમાં પણ કેટલાક ગામડાઓમાં કપાસ કે અનાજ આપી વેપારીને ત્યાંથી ગમે તે વસ્તુ લાવી શકે છે. હિંદમાં જ્યારથી પૈસાની જરૂરીયાત મનાણી ત્યારથી લોકોમાં ગરીબાઇ વધી છે.

દિનપર દિન આનંદને ત્યાં જમીન, ગાયો, બળદો, ગાડાં, અને હળો વિગેરેમાં વધારો થતોજ રહ્યો. પોતાને ત્યાં જે ગાયો હતી તેની સંતતિ પણ વધવા લાગી. ગાયો પ્રમુખનાં છાણ આદિ ખાતરમાં ઉપયોગી થયાં.

ખેતરોના કાંઠા ઉપર તથા નકામી પડતર જમીન ઉપર ઉપયોગી વૃક્ષો ઉછેરવામાં આવ્યાં, તેમાંથી મળતાં લાકડાંઓનો બાળવાના તેમજ હળ ગાડાં અને પશુઓ તથા તેના રક્ષક મનુષ્યો માટે મુકામો બાંધવા માટે ઉપયોગ કરવામાં આવતો હતો. આમ ઉપયોગી ચીજો માટે તેને ઘણો ઓછો ખરચ કરવો પડતો હતો.

ગાયો તથા બળદોને ઉછેરવા માટે તથા રક્ષણ કરવા માટે ભરવાડોને પોતાને ત્યાં નોકરો રાખ્યા. તેઓ પણ પોતાના આ ધંધામાં હુશીયાર હોવાથી ગાયો તથા બળદોની સંતતિ ઘણી સારી ઉત્પન્ન કરાવી કેળવી આપતા હતા. કેમકે જે માણસ જે કામમાં પ્રવીણ હોય તેને હાથે તે કામ કરાવ્યું હોય તો ઓછી મહેનતે સારૂં કામ તે કરી શકે છે ત્યારે તે તે કામના બીન અનુભવીઓ ઘણી મહેનતે પણ સારૂં કામ કરી શકતા નથી.

આ સર્વની વ્યવસ્થા રાખવા માટે કેટલાએક ભણેલા હુશીયાર માણુસો મહેતા તરિકે રાખવાની જરૂર પડી, હવે દિવસે દિવસે તેની સમૃદ્ધિમાં અને વ્યવસાયમાં વધારો થવા માંડયો. મનુષ્યોની જેમ જેમ જરૂર પડતી ગઈ તેમ તેમ આનંદે પોતાના કુટુંબના મનુષ્યોને પ્રથમ નોકરીમાં દાખલ કર્યા, ત્યાર પછી જરૂર જણાતાં પોતાની જ્ઞાતિનાં અને ગામના માણુસોને રાખ્યા.

બીજી બાજુ ખેતરોમાંથી જેમ જેમ પાક વધારે આવવા લાગ્યો તેમ તેમ તેની નિકાશ કરવાની પણ વિશેષ જરૂર પડી, તેને માટે પોતાની પાસે જે બળદો હતા તેના ઉપર ભાર ભરીને દેશાંતરોમાં માલ વેચવા મોકલવા માંડયો. તે સિવાય ગાડાંઓમાં વધારો કરી તેમાં માલ ભરી વેચવા મોકલાવવાનું શરૂ કર્યું. પોતાના ગામની અંદર તેમજ રાજગૃહીનગરીની અંદર પણ તેણે ઘણી વખારો વેચાતી રાખી અને દુકાનો પણ ત્યાં ખોલી. ગામમાં વેચવા યોગ્ય માલ ગામમાંજ વેચી નાખતા, જરૂર જણાતાં વખારો ભરતા અને બહાર ગામ ભાવ સારો ઉપજતો તો ગાડાંઓમાં માલ ભરીને તેમજ પોઠો ઉપર ભરીને મોકલાવવામાં આવતો હતો. આમ લેવડ દેવડ કરતાં આનંદનો ભાગ્યોદય પ્રબળ હોવાથી વ્યાપારાદિમાં ઘણો લાભ થવા માંડયો, તેને લઇને અનેક વણિક પુત્રોને પોતાને ત્યાં નોકરો રાખી દેશાંતરોમાં માલ લેવા વેચવા મોકલાવવા માંડયા.

વ્યાપારમાં જેમ જેમ લાભ થતો ગયો તેમ તેમ ખેતીને લાયક જમીન ખરીદવા માંડી, ગાયો વધારવામાં આવતી અને હળ તથા ગાડાઓમાં વધારો કરાતો હતો.

જમીનમાં જુદી જુદી ઉપયોગી ચીજો વાવવામાં આવતી, પોતાના માણસોને ઉપયોગી વસ્તુઓનો મોટો ભાગ તે પોતાના ખેતરોમાં જ ઉત્પન્ન કરતો હતો. આજ કાલના ખેડુતો કપાસનો ભાવ વધારે આવતો હોવાથી

કપાસનું વાવેતર મોટે ભાગે કરે છે તેમાંથી પૈસા પેદા કરી પોતાને ઉપયોગી ચીજો તમામ બાહારથી ખરીદે છે અને તેમાંજ બધી ઉપજ પુરી કરી દે છે. ઘણી વખત તો પોતાને ખાવા માટે પણ બીજા દેશપર આધાર રાખી તેના સામું મોં કરી ભુખે પણ મરે છે, તેમ આનંદ કરતો નહતો.

આ વખતના આ દેશના ખેડુતોની ખેતી દયાજનક છે. પ્રથમ તેઓની પાસે જમીનજ ઘરની હોતી નથી, કોઇ ખેડુત આગળ જમીન હોય છે તો ખેતીને લાયક બળદ હોતા નથી. બળદ હોય છે તો બીજનું ઠેકાણું હોતું નથી. બીજ હોય છે તો ખેતી કરનાર માણસો મળતાં નથી, કેમકે આ દેશમાં મીલોનો ઉદ્યોગ વધવાથી નોકર–મજુર વર્ગનો મોટો ભાગ તેમાં જોડાઇ ગયો છે તને લઇને ખેડાણ વિનાની જમીન પડી રહે છે, તેથી જે દેશ બીજા દેશોને અનાજ પુરૂં પાડે તેવો હતો છતાં અત્યારે પોતાના દેશ માટે પણ તેમને બીજા દેશો ઉપર આધાર રાખવો પડે છે, આ મીલનો ઉદ્યોગ પણ અનાજની મોંઘવારી અને અછતમાં ઘણા કારણોમાંનું એક મુખ્ય કારણ છે.

ખેતીને લાયક માણસો હોય છે તો વરસાદ પુરો પડતો નથી, એકાદ વરસાદની તાણને લીધે ખેતિનો મોટો ભાગ નિષ્ફલ નિવડે છે અને પરિણામે ખેડુત દેવાદારજ બને છે. આ દેશને પુરતાં ખેતિના સાધનોમાં નથી સદા પાણી આપે તેવા કુવા, નથી પાણી પુરૂં પાડનારી પાણીની

નહેરો, નથી ખેડુતોને ખેતિનું પુરૂં જ્ઞાન અને દેશના સ-દારો તરફથી નથી મળતું ઉત્તેજન. આને પરિણામે સુંદર રસાળ જમીન હોવા છતાં દેશની સ્થિતિ કંગાલ થઈ પડી છે. અધુરામાં પુરૂં માંસાહારીઓ માટે કષાઇખાનામાં થતી સારાં પશુઓની કતલને લીધે ખેતિને ઉપયોગી જાનવરોનો મોટો ભાગ નાશ પામે છે. માંસાહારીઓ પોતાના આ ક્ષણિક સ્વાદને માટે દેશમાં દારિદ્ર અને પરાધિનતા વધારી રહ્યા છે છતાં હજી તેઓની કે રાજકર્ત્તાઓની આંખો ઉઘડતી નથી, પણ લાચાર બીચારા ખેડુતો શું કરે! જ્યાં વાડ ચિભડાં ચોરે ત્યાં કોની આગળ ન્યાય માંગવો? રાજાઓ પોતેજ ગીધની માફક ખેડુતોનાં લોહી ચુસી રહ્યા છે, પોતાના વૈભવો માટે અને પરદેશની મુસાફરીમાં આ ખેડુતોના લોહીનાં ટીપાંમાંથી ઉત્પન્ન થયેલા ધનનો ગેરરસ્તે ઉપ-યોગ કરી રહ્યા છે ત્યાં ખેડુતોની દાદ કોણ સાંભળે અને તેને ઉત્તેજન કોણ આપે?

પોતાની તનતોડ જાત મહેનત કરનારા અને પોતાને ઉપયોગી ચીજો બનાવનારા દેશમાં તે ચીજો માટે દુઃખ નજ હોય છતાં દેશનો મોટો ભાગ ગરીબ કંગાલીયાત ભોગવે છે તેનાં કારણ ખેતિને લાયક પશુઓનો સંહાર, દુધવાળાં પશુઓનો નાશ, તેને લીધે દુધ ઘીની અછત, તેને લઇને શારીરિક બલની નિર્બળતા, તેને લીધે ખેડાણ વિનાની પડી રહેતી જમીન, તેને લીધે અનાજનો પાક ઓછો, તેને લીધે મોંઘવારી અને ભુખમરો વધી પડી દેશની આબાદિનો નાશ થઈ રહ્યો છે.

આનંદ બુદ્ધિશાળી વણિક ખેડુત હતો, તે પોતાનું ગોધન વધાર્યે જતો હતો, તેના પ્રમાણમાં જમીન કેળવતો હતો, માણસો વધારતો, હળગાડાં પ્રમુખમાં સુધારો વધારો કરતો અને બીજા ખેડુતો જે ચીજો વધારે પ્રમાણમાં વાવતા હતા તે ચીજો પોતે જરૂર જેટલીજ ઉત્પન્ન કરતો અને તે સિવાય નિત્ય ઉપયોગી ચીજોનો પાક વધારે પ્રમાણમાં ખેતરોમાં ઉત્પન્ન કરતો હતો.

ધીમે ધીમે આનંદની જમીન ઉપર પાંચસો હળો એકી સાથે કાયમ ફરી શકે તેટલો વધારો થયો, તે સિવાય પણ કેટલીક જમીન પડતર રહેતી હતી, આવી જમીનમાં પશુઓને માટે ઘાસ ચારો ઉત્પન્ન કરવામાં આવતો હતો, પશુઓ છુટથી હરી ફરી શકે તેવી જમીન પણ પશુઓ ઉછેરવા માટે રાખી હતી, ખુલ્લી હવામાં પશુઓ અમુક વખતે રાખવામાં આવતાં હતાં, સવારમાં જંગલોમાં ચરવા પશુઓને ગોવાળો લઈ જતા હતા. દરેક માણસને અમુક પશુઓ સોંપવામાં આવ્યાં હતાં તેથી તેટલાં બધાં પશુઓની સાર સંભાળ અને માવજત પણ બરોબર થતી હતી.

જુવાર, બાજરી અને ઘઉં પ્રમુખમાંથી પશુઓને ઉપયોગી ઘાસ ચારો મળતો હતો, તે સિવાય વીડવાળાં જંગલોમાંથી ઘાસ આવતું હતું, કપાસની ખેતિમાંથી કપાસિયાનો મોટો સંગ્રહ કરવામાં આવ્યો હતો. દુષ્કાળ જેવા

વિષમ પ્રસંગે હજારો પશુઓનો વિનાશ આ દેશમાં અત્યારે થાય છે તેમ તે વખતે થતો ન હતો, આનંદે પોતાની જમીનમાંની વ્હેતી નદીઓમાં પાણીના બંધ બાંધી પાણીનો સંગ્રહ કર્યો હતો, કેટલાંક તળાવો પણ પાણીથી ભરેલાં રહેતાં, તે સિવાય કુવાઓમાં પણ પુષ્કળ પાણી રહેતું હતું. તે સાથે ઘાસ ચારાનો સંગ્રહ ઘણો રહેતો હતો તેથી કોઈ વખત પડતા દુષ્કાળના પ્રસંગમાં પોતાના એક પણ પશુને ઘાસ પાણી વિના મરવું પડતું ન હતું.

આનંદનાં પશુઓ ઘણાં હૃષ્ટ પુષ્ટ થવા સાથે ઘી દૂધ અને નોકરી વિશેષ પ્રમાણમાં આપતાં હતાં. ગાયો પુષ્ટ હોવાથી તેની સંતતિ રૂપે થતા બળદો પણ ઘણા સારા દેખાવડા અને બળવાન થતા હતા. તેથી તે દ્વારા ખેતિમાં ઘણું સારૂં કામ થતું હતું.

આજના ખેડુતો પોતાનો પાક વેચી દઈ કે પાકયા પહેલાં કોઇ વેપારીને ત્યાં તે પાક ગીરો મૂકી દે છે અને બળદો માટે ઘાસ; ચારો અને કપાસીયા માટે પણ બીજાના ઉપર આધાર રાખે છે, અનાજ જે પોતાના ખેતરમાં પાકયું હોય તે વેચી દઇને કે દેણામાં આપી દઈને પાછું ખાવા માટે ખરીદવા નીકળે છે, રૂ વેચી દઇ કપડાં માટે પરદેશી કાપડ ઉપર કે પાછું તે ખરીદી લઇ પોતાના કપડા માટે ખરીદવા નીકળે છે ત્યારે પ્રથમના લોકો પોતાના કુટુંબ અને પોતાના નોકરવર્ગ માટે તેનો સંગ્રહ કરી રાખતા હતા,

તેમને બીજાના ઉપર આધાર રાખવો પડતો ન હતો.

આનંદ બુદ્ધિશાળી હતો તેથી પોતાના પશુઓ તથા માણસો માટે જોઈતી ચીજો પોતાના ખેતરમાંથીજ પકાવતો અને આગળ પાછળ ચાર પાંચ વરસ સુધી પહોંચી શકે તેટલો સંગ્રહ પણ રાખતો હતો જેથી દુકાળ જેવા વિષમ પ્રસંગમાં તેને થોડી પણ મુશ્કેલી પડતી ન હતી,

ગાયો, બળદો, વિગેરેની સંખ્યા વધતાં વધતાં તેની પાસે ચાલીશ હજાર સુધી થઇ હતી, એક હજાર ગાડાંઓ પોતાનો માલ લાવવા અને પરદેશમાં લઈ જવા માટે તેની પાસે હતાં,

હવે આનંદની દૃષ્ટિ સમુદ્રના વ્યાપાર તરફ ખેંચાણી. પરદેશ અને દરિયા કિનારાના બંદરોમાં તેના માલની બ્હોળી ખપત થતી, તેમજ ત્યાંનો કેટલોક ખજુર, ખારેક, નાલીયેર, મરી, તજ વિગેરે ગરમ પદાર્થો વાળો માલ આ દેશમાં ઉપયોગી થતો હતો તેને માટે તેણે બંદરોમાં મોટાં આઠ વહાણ ખરીદ્યાં અને પોતાનો માલ તે દેશમાં અને તે દેશનો માલ આ દેશમાં લાવવા લઇ જવા, વેચવા ખરીદવાનું શરૂ કર્યું.

આ પ્રમાણે વ્યાપાર કરતાં આનંદની આગળ રોકડ નાણાં તરિકે બાર કરોડ સોના મહોરનો સંગ્રહ થયો. આ મીલકતના તેણે ત્રણ ભાગ પાડયા. એક ભાગ વ્યા–

પારમાં રોકયો, એક ભાગ વ્યાજે ધીર ધાર કરવામાં રોકયો અને એક ભાગ નિધાનમાં સંગ્રહ કરીને રાખી મૂકયો.

આજ કાલના લોકો પોતાની પાસે એક લાખ રૂપિયા હોય ત્યારે દશ કે વીશ લાખનો વ્યાપાર ખેડે છે, આ વ્યાપારમાં નુકશાન જાય કે કોઈ પૈસા ઘાલી જાયતો કાંતો નિરાધાર સ્થિતિમાં તે તરત આવી જાય છે અને કાંતો દેવાળું કાઢી લેણદારો અને થાપણ મૂકનારાઓને નવરાવી નાખે છે અર્થાત્ રોવરાવે છે, વળી છેવટની જીંદગી કંગાલ હાલતમાં, અપમાનીત સ્થિતિમાં અને આર્ત્ત ધ્યાનમાં પુરી કરે છે ત્યારે આગળના વખતના લોકો આનંદની માફક પોતાને કોઈપણ પ્રસંગે આવી સ્થિતિમાં મુકાવું ન પડે તે માટે પોતાની મીલકતને ત્રણભાગમાં રોકીને સુવ્યવસ્થિત કરતા હતા. જમીનમાં દાટવાને બદલે કેટલાએક તેનો ત્રીજો ભાગ ખેતર, વાડી, ઘરો, વખારો અને દુકાનો આદિમાં પણ રોકતા હતા કે જેના ભાડામાંથી પોતાનો નિર્વાહ કરતા હતા, બીજો ભાગ વ્યાજ વટાંતરમાં રોકતા જેથી કદાચ ખેતિ આદિ જમીનમાંથી કોઈ વરસમાં ઉપજ ન આવેતો ભાડામાંથી નિર્વાહ કરતા અને ત્રીજો ભાગ વ્યાપારમાં રોકતા હોવાથી કોઇ વરસે વ્યાજાદિમાંથી આવક ન આવતી તો તેઓ વ્યાપારમાંથી પોતાના કુટુંબનું ગુજરાન ચલાવતા હતા. વ્યાપારમાં લાભ ન થાય તો કે

નુકશાન જાય તો તેની ખોટ જમીનમાંથી કે વ્યાજમાંથી પુરી કરતા, પણ શ્રીમંતાઇ ભોગવનાર કોઈપણ પોતાના ક્લિષ્ટ કર્મવાળા દુર્ભાગ્ય સિવાય દુઃખી જીવન અત્યારના ધનાઢયોની માફક ભોગવતા ન હતા.

આનંદે પોતાની મીલકત ત્રણ ભાગમાં રોકી પોતાને તથા પોતાના આશ્રતોને નિશ્ચિંત બનાવ્યા હતા.

આનંદ જેમ જેમ પૈસામાં વૃદ્ધિ પામતો ગયો તેમ તેમ લાજ આબરૂમાં પણ વૃદ્ધિ પામવા લાગ્યો. આખા શહેરમાં આનંદ બુદ્ધિશાળી મનુષ્યોમાં મુખ્ય ગણાતો હતો રાજદરબારમાં પણ તેની મોટી લાગવગ અને પ્રતિષ્ટા હતી જરૂર પડતાં તે પોતાના રાજાને પણ નાણું ધીરતા હતો. જાત મહેનતથી ધનાઢય થયેલા પોતાની પ્રજાના આગેવાનને જીતશત્રુ રાજા બહુ માન આપતો હતો. અત્યારના હલકા સ્વભાવના કેટલાક રાજાઓની માફક પોતાના રાજ્યમાં કોઇ ધનાઢય થયો કે સારાની ગણુતરીમાં ગણાયો કે એ-નકેન પ્રકારે વાંકમાં લાવીને દંડીને હતો તે સ્થિતિમાં લાવી મૂકે છે તેવા તે વખતના ક્ષુદ્રસ્વભાવના રાજાઓ નહતા. જીતશત્રુ રાજા આનંદને પ્રેમથી બોલાવતો, મીઠી નજરથી જોતો અને જરૂરીયાતના પ્રસંગે તેની સાથે છુપી મસલતા પણ કરતો હતો.

આનંદ હવે મોટા માણસોની ગણુતરીમાં ગણાતો હતો, કોઈ અગત્યના કામમાં રાજા તેમ પ્રજાના લોકો તેને પ્રથમ બોલાવતા અને તેની સલાહ લેતા હતા, કેવળ રાજા

માન આપતો એટલું જ નહિં પણ તમામ પ્રજા તેને પોતાનો આગેવાન માનવામાં મગરૂરી માનતો હતો. હવે આનંદે પોતાની જાત કમાઇના પૈસાનો ઉપયોગ પ્રજાના હિત અર્થે કરવા માંડયો. તેણે શહેરની બહાર પ્રજાને ઉપયોગી થાય તેવા કુવા, વાવો, તળાવો, દાનશાળાઓ, અને આશ્રમો બનાવ્યાં હતાં. દુ:ખી કુટંબોને છુટે હાથે ગુપ્તપણે મદદ કરતો હતો. પોતાના કુટુંબને તથા પોતાની જ્ઞાતિને તો તેણે સુખી સ્થિતિમાં ક્યારનીએ મૂકી દીધી હતી. હવેથી તે નાત જાતના પ્રતિબંધ વિના દરેક મનુષ્યને મદદ કરતો હતો અને તેથી અત્યારે તે પ્રજાનો એક મહાન્ આગેવાન બન્યો હતો. આનંદ હજારોનો પાલક હતો, સેંકડો મનુષ્યોને આધારભૂત હતો ટુંકામાં કહીએ તો અત્યારે માન, પ્રતિષ્ટા, ધનસમૃદ્ધિ અને સુખના શિખર ઉપર તે આવી પહોંચ્યો હતો.

આ બાળ અવસ્થાથી લઇ આજ સુધી તેણે જે જે મનોરથો, ઇચ્છાઓ, ભાવનાઓ કરી હતી તે સર્વ પૂર્વના પુન્યોદયે અને વર્ત્તમાન કાળના પુરૂષાર્થ વડે તેણે પૂર્ણ કરી હતી. આટલી બધી અનુકુળતા છતાં તેના આત્માને અંદરખાનેથી શાંતિ નહતી, તેનું મન વારંવાર વ્યગ્ર થઇ આવતું હતું. હજી વધારે ધન પેદા કરૂં ? ગામો ખરીદું ? રાજા થાઉં ? શું કરૂં તો મને શાંતિ મળે ? આમ વિચારો કરીને શાંતિને માટે તે જે જે વસ્તુઓ મેળવતો હતો તે તે સર્વ

વસ્તુઓમાંથી છેવટે નિરાશા અને અશાંતીજ પ્રાપ્ત થતી હતી. આ વિષયો પરિણામે તેને વિરસ દેખાતા હતા, વ્હાલાનો વિયોગ દુઃખ આપતો હતો, પોતાના ઈષ્ટ મનુષ્યોને રોગથી તથા વૃધ્ધાવસ્થાથી પીડાતા અને જર્જરિત બનતા જોઇને તેના ઉપાયો કરવા છતાં તેમાં તેમને વિજય મળતો નહતો. મરણ, રોગ, વૃધ્ધાવસ્થા અને વ્હાલાના વિયોગથી ઝુરતા પરિવારને તે આશ્વાસન સિવાય વધારે કાંઈ કરી શકતો નહતો. કેમકે આ બાબતો ધનથી સાધ્ય થઇ શકે તેવી નહતી. રિદ્ધિ અને સુખના શિખરે પહોંચવા છતાં બીજાનાં દુઃખો દેખવાથી તેના હૃદયને આઘાત પહોંચતો હતો અને તે વિચાર પણ કરતો હતો કે જ્યારે આ મારાં આપ્ત અને આશ્રિત લોકો આવાં દુઃખો ભોગવે છે અને હું તેનો માલિક, રક્ષક અને પોષક છું છતાં તેનો ઉપાય કરી તેને શાંતિ આપી શકતો નથી તો પછી આજ દુઃખો જ્યારે મારા ઉપર આવી પડશે ત્યારે તેમાંથી મારો કોણુ બચાવ કરશે ? આટલું બધું ધન મારી પાસે હોવા છતાં તેનાથી આ દુઃખો તો મટી શકતાં નથી તો પછી વિશ્વમાં એવી કઈ વસ્તુ છે કે જેનાથી જીવોને શાંતિ મળે અને દુઃખો નાશ પામે. એવા એવા અનેક વિચારોથી તેના હ્રદયમાં કાંઈક વૈરાગ પ્રગટ થયો અને તેનું ચિત્ત આ વૈભવમાંથી કાંઇક ઉદાસીન થયું.

---

# પ્રકરણ બીજું.



## પ્રભુ મહાવીરનું આગમન.

છેલ્લા તીર્થંકર ભગવાન મહાવીરદેવ આ વખતે બંગાલના પ્રદેશમાં વિચરતા હતા. તેમને કેવળજ્ઞાન પ્રગટ થયું હતું. યોગ્ય જીવોને આત્મજ્ઞાન કરાવી પરમાત્માના માર્ગમાં ચાલવાને લાયક બનાવવા તેઓ એક ગામથી બીજે ગામ પૃથ્વી તળ ઉપર વિચરતા વિચરતા વાણિજ્યગ્રામ નગરની બાહાર આવેલા દ્દુતપલાસ નામના વનમાં આવીને ઉતર્યા. તેમની પાસે સાધુઓનો પરિવાર મોટો હતો. વન-પાલકે તરતજ તેમને યોગ્ય જે જે જરૂરીયાતો હતી તેવું સ્થાન, પાટ, પાટલા વિગેરેની સગવડ કરી આપી અને પછી તરતજ જીતશત્રુ રાજાને ખબર આપવાને માટે ઉતાવળો ઉતાવળો રાજા પાસે ગયો. અને હાથ જોડી કહેવા લાગ્યો. મ-હારાજા ! આપણા દ્દુતપલાસ વનમાં શ્રમણ ભગવાન મહાવીર દેવ ઘણા સાધુઓના પરિવારે આવીને ઉતર્યા છે, આપની પ્ર-થમની આજ્ઞા પ્રમાણે તેમને ઉતરવા રહેવાની બધી ગોઠવણ મેં કરી આપી છે. આ વધામણીથી ખુશી થઇ રાજાએ વન પાલકને યથાયોગ્ય વધાઇમાં ધન આપ્યું અને પોતે મહા વીર પ્રભુને વંદન કરવાની તૈયારી કરવા લાગ્યો. પોતાના માણસોને પણ તૈયાર થઇ આવવાની આજ્ઞા આપી. ધીમે

ધીમે આખા શહેરમાં આ વાત ફેલાણી, ત્રિકાળજ્ઞાની, અનાથોનાનાથ, સ્વપરતારણહાર શ્રમણ ભગવાન મહાવીર-દેવ દ્દતપલાસ વનમાં આવી પહોચ્યા છે. તે ભગવાનને વંદન કરવાથી નમન કરવાથી તેમની પાસેથી ધર્મશ્રવણ કરવાથી બહુ લાભ થાય, માટે ચાલો :આપણે તેમની પાસે જઈએ, એમ વાતો કરતા અનેક મનુષ્યો દ્દતપ-લાસવન તરફ જવા લાગ્યા. જીતશત્રુરાજા અને આનંદ ગાથાપતિ પણ પોતાના પારવારને લઈને પ્રભુ પાસે આવી પહોચ્યા.

પોતાનાં હથીયારો બાહારના પ્રદેશમાં મૂકી, સચિત વસ્તુ પુષ્પાદિકની માળાઓનો ત્યાગ કરી, પગમાંથી જોડા પાદુકાઓ ત્યાં મૂકી, એક વસ્રનું ઉત્તરાસન ખભા તરફ નાખી, દુરથી પ્રભુને જોતાં નીચા નમી હાથ જોડીને પ્રણામ કરીને પ્રભુના ફરતી ત્રણ પ્રદક્ષિણા કરી ભગવાનના સન્મુખ ધર્મ શ્રવણ કરવા નિમિત્તે રાજા પ્રમુખ બધા લોકો બેઠા. ધર્મ સાંભળવા લોકોને આતુર થયેલા અને શહેરમાંથી વનમાં આવેલા જોઈને મહાવીર પ્રભુએ પણ તે તે લોકોની સત્તામાં સુતી પડેલી આત્માની અનંત શક્તિને જાગૃત કરવા માટે ધર્મોપદેશ આપવાની શરૂઆત કરી.

## ધર્મદેશના.

હે ભવ્ય જીવો ! જાગૃત થાઓ. મોહનિદ્રામાંથી જાગૃત

થાઓ. આત્મભાન ભૂલી વિશ્વની મોહક માયાજાળમાં આશક્ત થવું તે મોહનિદ્રા છે, તેમાંથી આત્મભાનની જાગૃતિમાં આવો. તમે આ દેખાતા દેહરૂપ નથી પણ અનંત શક્તિવાન્ આત્મા છો. આ વિશ્વની જડ માયાને આધિન કરી તેના ઉપર સત્તા ચલાવવાને ઇચ્છો છો પણ વિચાર કરો, જરા થોભો, એ ભયનો માર્ગ છે. સત્તા ચલાવવાને બદલે તેની સત્તા તળે તમે આવી ગયા છો અને માયાને આધિન કરવાને બદલે તેને આધિન તમે થઇ ગયા છો. આ માયા કોઇ કાળે કોઇની થઇ નથી અને થશે પણ નહિં. સંયોગોનો વિયોગ અવશ્ય થાય છે. સંપત્તિ એ છેવટે વિપત્તિના રૂપમાં બદલાઇ જાય છે. સૂર્ય તરફ નજર કરો, તેમાંથી તમને પ્રકાશ મળશે પણ અંધકાર તરફ જોવાથી અંધકાર સિવાય બીજું શું પ્રાપ્ત થશે? આત્મા એ સૂર્ય છે. આ વિશ્વની પાંચ ઇન્દ્રિઓના વિષયો રૂપ માયા તે અંધકાર છે. આત્મા તરફ પ્રવૃત્તિ કરો, તેમાંથી જ્ઞાનનો પ્રકાશ અને સાચી શાંતિ મળશે, પુદ્ગલો એ અંધકાર છે તે તરફ પ્રવૃત્તિ કરતાં કર્મ બંધનોથી બંધાશો અને તેમાંથી અશાંતિ મળશે. જડ માયાનો ગમે તેટલો સંગ્રહ કરો પણ તેથી તમારી તૃષ્ણા શાંત થશેજ નહિં. ધન, જમીન અને વિષયોની બાબતમાં ઇચ્છા, સંગ્રહ અને ઉપભોગ કરનારા છેવટે અસંતોષિજ રહ્યા છે, રહેશે અને રહેવાનાજ.

ધનને ખાતર અનેક જીવોને દુઃખ, ત્રાસ અને હિંસવામાં આવે છે પણ છેવટે તે ધનજ તેનો નાશ કર્ત્તા નિવડે છે. કાંતો કોઈ લઇ જાય છે અથવા તેને મૂકીને જીવ પરલોકમાં જાય છે. ધનને ખાતર જીવો અસત્ય બોલે છે, ચોરી કરે છે, ક્રોધ કરે છે, મિથ્યા અભિમાની થાય છે, વ્યભિચારી બને છે, છળ પ્રપંચ કરે છે. તેવા અસંતોષી જીવો ગરીબ, દુઃખી, નિરાધાર જીવોને છતી શક્તિએ મદદ કરી શકતા નથી. ધનને નિમિત્તે રાગ, દ્વેષ અને કલેશ કરવા પડે છે. ધનના અભિમાનને લઇ બીજા ઉપર મિથ્યા આરોપ મૂકે છે, નિંદા કરે છે અને બીજાને હલકા માને છે. ધનના અભિમાનમાં આત્મભાન ભૂલાય છે અને પાંચ ઇન્દ્રિયોના વિષયોમાં સાચું સુખ મનાય છે. ધનના આવવા અને જવાથી વારંવાર હર્ષ શોક ઉત્પન્ન થાય છે. આમ વિચાર કરતાં આત્મ જાગૃતિ વિનાના જીવોને ધનની પાછળ મોટે ભાગે પાપના માર્ગો ખુલ્લા થાય છે.

જમીન ને માટે આ દુનિયા ઉપર અનેક વાર ખુનખાર લડાઇઓ થઇ છે અને થાય છે છતાં તે જમીન હજી સુધી કોઇ પણ જીવ પોતાની સાથે એક તસુ પણ લઇ ગયો નથી અને લઇ જશે પણ નહિં, છતાં શું જીવોની અજ્ઞાનતા ? મમત્વને લઈ તેમાંજ જીવો પોતાનું જીવન પુરૂં કરે છે

કામ ભોગથી આજીવની વાસના શાંત થતી નથી પણ અગ્નિમાં લાકડાં નાખવાથી જેમ અગ્નિ વિશેષ પ્રજવલિત થાય છે તેમ વિષયોથી કામ વાસના ઉલટી વધે છે, જેઓ પોતાની કામ ભોગની વાસના ઉપર અંકુશ રાખતા નથી તેઓ આજ જન્મમાં ઝવર, ક્ષય, ભગંદર અને તેવાજ મહાન્ રોગોથી પીડાય છે અને અકાળે દેહનો ત્યાગ કરે છે.

મહાનુભાવો! પાપને આવવાના કર્મબંધન થવાના આ કારણોનો જીવોએ સર્વથા ત્યાગ કરવો જોઇએ, તેથી નવીન બંધન થતાં અટકે છે, અને પૂર્વનાં કર્મો ભોગવીને આત્મા નિર્મળ બને છે, તેથી આત્મામાં છુપાઇ-દબાઇ રહેલી અનંત શક્તિઓ બાહાર આવે છે અને જન્મ મરણના ચક્રમાંથી તે અલગ થઇ મહાન્ શાંતિ પામે છે,

## માર્ગના સહાયક.

આ મહાન્ શાંતિ પામવામાં મદદગાર સાહાયકો અને મુખ્ય તત્વજ્ઞાનની જરૂર છે. આ માર્ગમાં મદદગાર દેવ અને ગુરૂ છે. તત્ત્વનુંજ્ઞાન જાણીને તે પ્રમાણે ત્યાગ કરવા યોગ્યનો ત્યાગ કરીને અને ગ્રહણ કરવા યોગ્યને ગ્રહણ કરીને પોતાના સઘળા પુરૂષાર્થથી પ્રવૃત્તિ કરવી તે ધર્મ છે. આ સાધન દશા છે તેમાંથી આત્માનું શુધ્ધ સ્વરૂપ પ્રગટ થાય છે તે સાધ્ય ધર્મ છે.

જેનામાંથી રાગ દ્વેષનો સર્વથા અભાવ થયો છે,

મોહનો જેણે નાશ કર્યો છે, સુર અસુરના દેવોથી પણ જે સદા પૂજનીક છે, સત્ય યથાયોગ્ય તત્ત્વોનો જે ઉપદેશક છે, કેવળજ્ઞાન અને કેવળદર્શન પ્રગટ થવાથી અજ્ઞાનનો સર્વથા જેનામાં અભાવ છે તે જીનેશ્વરને દેવ તરીકે આ માર્ગમાં ગ્રહણ કરવાની જરૂર છે. દેવ એ જીવોના સાધ્ય માર્ગનો આદર્શ છે તેમજ માર્ગના પણ તેજ દર્શક છે. આવી સ્થિતિ પ્રાપ્ત થવા પછી સમગ્ર કર્મનો ક્ષય કરીને તેઓ પરમપદને પામે છે.

રાગ દ્વેષરૂપ મોહનો તથા અજ્ઞાનનો નાશ કરી આત્માની અનંત શક્તિઓ પ્રગટ કરવી તે સર્વ જીવોનું લક્ષબિન્દુ હોવું જોઈએ. વીતરાગદેવ તેના આદર્શરૂપ છે. તેમજ માર્ગ બતાવનારા પણ છે એટલે તે દેવ તરિકે તેમનો આદર્શ સન્મુખ રાખવો.

પાંચ મહાવ્રત પાલનારા–અહિંસા, સત્ય, અચૌર્ય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહરૂપ પાંચ મહાવ્રતધારી, પ્રભુના માર્ગમાં ચાલનારા આત્મજાગૃતિવાળા, પોતે આગળ વધે અને બીજાને આત્મજાગૃતિ આપી આગળ વધારનારા આ માર્ગમાં ગુરૂ તરિકે મનાય છે. આત્મજાગૃતિ આપનારા, તત્ત્વને સમજાવનારા, પરમાર્થને પંથે દોરનારા સહાયક ગુરૂઓની મદદની આ માર્ગમાં વિશેષ જરૂર પડે છે.

આત્માનો શુદ્ધ સ્વભાવ પ્રગટ કરવો તે સાધ્યરૂપ

ધર્મ છે. જ્ઞાન, દર્શન, ચારિત્ર, દાન, શીયળ, તપ, ભાવ, ક્ષમા, નમ્રતા, સરલતા, સંતોષ, સંયમ, મન વચન કાયાનું પવિત્ર વર્તન, સત્ય, અહિંસા, બ્રહ્મચર્ય અને ત્યાગ એ સાધનરૂપ ધર્મ છે. આ અને તે સિવાયનાં ધ્યાનાદિ સાધનો ની મદદથી સાધ્યધર્મ પ્રગટ કરવાની જરૂર છે.

## તત્ત્વજ્ઞાન.

જીવ, અજીવ, પુન્ય, પાપ, આશ્રવ, સંવર, બંધ, નિર્જરા અને મોક્ષ આ નવ તત્ત્વો છે. પુન્ય, પાપનો બંધમાં સમાવેશ કરતાં સાત તત્ત્વો થાય છે. અને જીવ અ-જીવમાં બીજાં તત્ત્વોનો સમાવેશ કરતાં બે તત્ત્વો કહેવાય છે. બેમાં અજીવ તત્ત્વોને જીવથી સર્વથા જુદું પાડતાં કેવળ આત્મતત્ત્વ આત્મ સ્વરૂપે થઈ રહે છે.

જ્ઞાન દર્શન ચારિત્ર એ નામ અને ક્રિયારૂપે જુદાં છે છતાં સ્વરૂપે આત્માની સાથે અભેદ હોવાથી એક રૂપ છે. જ્ઞાતા અને દ્રષ્ટા એ આત્માનો ધર્મ છે. ઉપયોગરૂપે તે ગતિમાં મૂકાય છે. ચેતના એ જીવનું અસાધારણ લક્ષણ છે.

જેમાં આ ચેતના લક્ષણ નથી તે અજીવ છે. શબ્દ, રૂપ, રસ, ગંધ અને સ્પર્શથી અજીવ પ્રગટ જાણી શકાય છે.

શુભ કર્મનાં ઉજવળ પુદ્ગલોને પુન્ય કહે છે તેથી જીવો સુખનો અનુભવ કરે છે.

અશુભ કર્મનાં કાળાં પુદ્ગલોને પાપ કહે છે તેથી

જીવોને વિવિધ દુઃખનો અનુભવ થાય છે.

આ પુન્ય પાપનાં પુદ્ગલો પ્રાપ્ત કરવામાં મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને મન વચન શરીરની ક્રિયા, એ કારણો છે.

તત્ત્વમાં અતત્ત્વનું અને અતત્ત્વમાં તત્વનું શ્રદ્ધાન, જડમાં ચૈતન્યની અને ચૈતન્યમાં જડની ભ્રાંતિ, નિત્યમાં અનિત્યની અનિત્યમાં નિત્યની માન્યતા, તેને મિથ્યાત્વ કહે છે.

વ્રત, નિયમો ન કરવા તેને અવિરતિ કહે છે.

ક્રોધ, માન, માયા, લોભ એ ચારને કષાય કહે છે.

મન, વચન, શરીરની શુભાશુભ પ્રવૃત્તિને યોગ કહે છે. આ સર્વ શુભાશુભ કર્મનાં પુદ્ગલો આવવાનાં કારણો છે તેને આશ્રવ કહે છે.

એ ચાર પ્રકારે આવેલાં શુભા શુભ પુદ્ગલોને દુધ અને પાણીની માફક અથવા લોહું અને અગ્નિની માફક આત્મપ્રદેશની સાથે એકરસ કરવાં તેને બંધ કહે છે.

એ ચાર પ્રકારે આવતાં શુભાશુભ કર્મ રૂપ આશ્રવને અટકાવવો તેને સંવર કહે છે.

બાંધેલાં કર્મને આત્મપ્રદેશથી જુદાં પાડવાં તેને નિર્જરા કહે છે.

દેહ અને કર્માદિથી આત્માનો અત્યંત સદાને માટે વિયોગ થવો તેને મોક્ષ કહે છે.

આ નવ તત્ત્વોના જ્ઞાનની જે સ્થિર પરિણામથી શ્રદ્ધા કરે છે તેને સમ્યકૂત્વ કહે છે. આ સમ્યકૃત્વ અને જ્ઞાનના યોગે તે જીવમાં ચારિત્રની યોગ્યતા આવે છે. આ ચારિત્રના યોગે કર્મોની સ્થિતિ ખપાવીને આત્માનું શુદ્ધ સ્વરૂપ પ્રગટ થતાં તે જીવ મોક્ષને પ્રાપ્ત કરે છે, અર્થાત્ તેની મુક્તિ થાય છે.

આ ઉપરથી એમ સમજવાનું છે કે સમ્યક્ દર્શન, જ્ઞાન અને ચારિત્ર એ ત્રણે સાથે મળવાથી મોક્ષ થાય છે.

હે બુદ્ધિમાનો ! આ પ્રમાણે ટુંકામાં તમને નિર્વાણનો માર્ગ બતાવ્યો છે. તમારે આ સંબંધમાં ખુબ વિચાર કરી તમારી ઉન્નતિ માટે કોઈપણ ચોકશ વિચાર ઉપર આવવું જોઇએ. એટલું કહીને મહાવીર પ્રભુ શાંત થયા.

આ ધર્મદેશના સાંભળી પ્રથમનો વૈરાગી આનંદ જાગ્રત થયો, તેના હૃદય ઉપર ઉપદેશની ઘણી સારી અસર થઈ. અહા ! મને શાંતિની ઇચ્છા હતી અને પ્રભુએ પણ તેનોજ માર્ગ બતાવ્યો, પણ તે માર્ગ મને ઘણો વિષમ લાગે છે. છેવટનો માર્ગ તો પ્રભુએ ચારિત્રજ છે એમ કહ્યું. તે ચારિત્ર મારાથી કેમ પાળી શકાય. આ મારા પ્રયત્નથી પ્રાપ્ત થયેલો વૈભવ, પ્રેમાળ હૃદયની સુશીલ સ્ત્રી શિવાનંદા, આ માહારૂં બહોળું કુટુંબ, તેનો એકી વખતે એકી સાથે હું ત્યાગ કેમ કરી શકું ? આ બાજુ ધર્મ

પ્રાપ્તિ વિના જન્મ મરણ, આધિ, વ્યાધ, વ્હાલાનો વિયોગ અનિષ્ટ સંયોગ, પરાધિનતા અને અસામર્થ્ય તેના ઉપર વિજય પણ કેમ મેળવી શકાય? માટે ગૃહસ્થાશ્રમમાં રહીને ધર્મ કરી શકાય તેવો ધર્મ બતાવવા હું પ્રભુને વિનંતિ કરૂં. એમ વિચાર કરીને આનંદ મહાવીર પ્રભુને કહેવા લાગ્યો.

પ્રભુ! જેમ આપની પાસે રાજા મહારાજાઓ, જમીનદારો અને શેઠ શાહુકારો આ સંસારનો ત્યાગ કરીને દિક્ષા ગ્રહણ કરે છે તેમ હું આ સંસારનો ત્યાગ કરી શકવાને અસમર્થ છું પણ ગૃહસ્થાશ્રમમાં રહીને આપનો બતાવેલો ધર્મ કરી શકું તેવો મને માર્ગ બતાવો. આપનો બોધ મને રૂચે છે. આપનું કહેવું મારા આત્માને હિતકારી થશે.

મહાવીરદેવે કહ્યું. આનંદ! જે મનુષ્યો આ સંસારનો ત્યાગ નથી કરી શકતા તેને માટે હું સમ્યક્ત્વ પૂર્વક બાર વ્રતોનો માર્ગ બતાવું છું. આ બાર વ્રતોનું પાલન કરવાથી આગળ ઉપર તે ત્યાગ ધર્મને લાયક બને છે અને ત્યાં સુધીમાં પોતાની નબળાઇ દૂર કરવા તથા આગળ વધવાની તૈયારી કરે છે.

---

# પ્રકરણ ત્રીજું.



## બાર વ્રતો.



આનંદ ! જીવ અજીવ આદિ નવ તત્વો જે બતાવવામાં આવ્યા છે તેના ઉપર દૃઢ શ્રદ્ધાન કરવારૂપ સમ્યક્દર્શન છે. તેનું જ્ઞાન અને શ્રદ્ધાન એ આ બાર વ્રતો રૂપ ઇમારતનો પાયો છે, પાયો મજબુત કરીને તેના ઉપર વ્રતોરૂપી ઇમારત ઉભી કરાય તો તે મજબુત ટકી રહેછે. આ તત્વની સમજણ હૃદયમાં ઉતરવી અને તેના ઉપર દૃઢ નિશ્ચય થવો તે કર્મોના ક્ષયોપશમ સિવાય બનતું નથી. આ કર્મોના ક્ષયોપશમથી જેને આત્માની ઉજવળતા થાય છે તેને સમ્યક્દર્શન પ્રગટે છે. કર્મો આઠ છે પણ તેમાં મોહનીય કર્મની સાત પ્રકૃતિ જે અનંતાનુબંધી ક્રોધ, માન, માયા, લોભ, સમ્યક્ત્વ મોહનીય, મિશ્ર મોહનીય અને મિથ્યાત્વ મોહનીય રૂપ છે, તેના ક્ષય, ઉપશમ કે ક્ષયોપશમથી આત્માની ઉજવળતારૂપ ગુણ પ્રગટે છે. મિથ્યાત્વનાં ઉજ્વળ દળીયાં તે સમકિત મોહનીય છે. મિશ્ર દળીયાં તે મિશ્ર મોહનીય છે અને મિથ્યાત્વનાં દળીયાં તે મિથ્યાત્વ મોહનીય છે. અનંત કર્મ દળનો સંચય થાય તેવા અધ્યવસાયને અનંતાનુબંધી કહે છે. આવા ક્રોધ, માન,

માયા, લોભને અનંતાનુબંધી ક્રોધ, માન, માયા, લોભ કહે છે. આ કષાયો પાતળા પડવાથી આત્માની નિર્મળતા પ્રગટ થતી જાય છે. આ મિથ્યાત્વ અને કષાય તે સંસાર વૃક્ષના મૂળ જેવાં છે. સત્પુરૂષોના સમાગમથી ધર્મશ્રવણથી, અને વિચાર બળથી આ મૂળો કાપવા માટેનો પ્રયત્ન સફળ થાય છે.

હવે હું તને બાર વ્રતોની માહિતી આપું છું.

## પહેલું સ્થુળ અહિંસા વ્રત.

સ્થિર નામ કર્મવાળા પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ અને વનસ્પતિ આ પાંચ જાતના જીવો છે, અને હાલે ચાલે તથા સુખ દુઃખનો પ્રગટ અનુભવ થવા સાથે તેનો પ્રતિકાર કરી શકે તેવા જીવોને ત્રસ જીવો કહે છે. આ બન્ને પ્રકારના જીવોની મન, વચન કાયાથી હિંસા કરે નહિં, કરાવે નહિં અને કરનારને અનુમોદન ન આપે તે પૂર્ણ અહિંસાવ્રત કહેવાય છે. ગૃહસ્થો આ પૂર્ણવ્રત પાળી ન શકે, તે પૂર્ણવ્રતને વીશ વસા અહિંસા કહેવામાં આવે છે, તેમાંથી સવાભાગની દયા ગૃહસ્થો પાળી શકે છે તે ગૃહસ્થોનું પ્રથમ વ્રત છે.

૨૦) ત્રસ અને સ્થાવર જીવોની રક્ષા કરવી તે વીશ વસા.

૧૦) ગૃહસ્થો સ્થાવર જીવોનો બચાવ ન કરી શકે તે દશ વસા.

૫) ગૃહસ્થો અપરાધી ત્રસ જીવોનો બચાવ ન કરી શકે તે પાંચ વસા.

૨॥) ગૃહસ્થો વ્યવહાર ઉપયોગી આરંભના કાર્યમાં ત્રસ જીવોનો બચાવ ન કરી શકે તે અઢી વસા.

૧॥) ગૃહસ્થો જ્યાં શંકાનું સ્થાન હોય કે આણે ચોરી કે નુકશાન મને કર્યું છે ત્યાં સાપેક્ષપણે તેને શિક્ષા કરી શકે છે તેનો બચાવ ન કરી શકે તેથી સવાવસો જીવ દયા પાળી શકે.

આ પ્રમાણે સવા ભાગે જે ગૃહસ્થો અહિંસાનું પાલન કરે છે તેને હું પ્રથમ અણુવ્રત કહું છું. તે સિવાય બીજા જીવો તરફ યતનાથી વર્તન કરે પણ નિર્દયતાવાળું વર્તન ન રાખે. આથી એ નિર્ણય થયો કે નિરપરાધી ત્રસ જીવોને આરંભના કાર્ય સિવાય નિરપેક્ષપણે સંકલ્પ–ઈરાદા પૂર્વક ત્રસ જીવને મન, વચન, શરીરથી હણવા નહિં તેમજ હણાવવા પણ નહિં. આમ દ્વિવિધ ત્રિવિધ વાળા છ ભાગે [1]પ્રથમ વ્રતનુ પાલન કરવું. ૧

૧ જૈનધર્મમાં જીવદયાને નામે જે જે મતભેદો અને પંથો બંધાયા છે તેઓની સમજમાંજ ફેર છે. રહેવું છે ગૃહસ્થાશ્રમમાં અને વાતો કરવી છે ત્યાગમાર્ગ પાલન કરનારના જેવી. પુષ્પોમાં અને આરંભમાં જીવહિંસાને માનનારાઓએ મહાવીર પ્રભુનો ગૃહસ્થધર્મને લાયકનો બોધ અને ભગવાનના મુખ્ય ગણાતા આનંદ શ્રાવકે લીધેલાં વ્રતો, તેનો અભ્યાસ કરવાથી આ મતભેદવાળી સમજનો નિકાલ આવી જવા સંભવ છે.

## બીજું સ્થુળ મૃષાવાદ વિરમણ વ્રત.

**આનંદ ! બીજા વ્રતમાં મોટા અસત્યો ન બોલવાં.** કન્યા સંબંધમાં, પશુઓના સંબંધમાં, જમીનના સંબંધમાં, અસત્ય ન બોલવું, ખોટ વિનાના હોય ને ખોટવાળાં કહેવાં, નિર્દોષ હોય ને દોષવાળાં કહેવાં, દોષવાળાં હોય અને નિર્દોષ કહેવાં, જમીન પારકી હોય અને પોતાની કહેવી, એ મોટાં અસત્યોનો ત્યાગ કરવો. કોઇની જુઠી સાક્ષી ન ભરવી અને કોઇની થાપણ ઓળવવી નહિં. આ પાંચ મોટાં અસત્યોનો ત્યાગ બીજા વ્રતમાં કરવો. બીજા પણ અસત્યો બનતા પ્રયત્ને ન બોલવાં.

વ્રત તો એક અહિંસાજ છે તેના રક્ષણ અર્થે આ બીજાં વ્રતો કહેવામાં આવે છે. કન્યા સંબંધી નિષેધ કહ્યો છે પણ તેથી સમજવું કે કોઇ પણ મનુષ્યના સંબંધમાં અસત્ય ન બોલવું. મન, વચન, કાયાએ કરી છભાગે અસત્ય પોતે બોલવું નહિં તેમ બીજા પાસે બોલાવવું નહિં. આ ગૃહસ્થો માટેનું બીજું વ્રત છે. ૨

## ત્રીજું અદત્તાદાન વિરમણ વ્રત.

ધણીની માલીકીવાળી કોઇ પણ ચીજ કે જેને વ્યવહારમાં ચોરી તરીકે ગણવામાં આવે છે તેનો મન, વચન, શરીરથી લેવા અને લેવરાવવાનો ત્યાગ કરવો તે ગૃહસ્થોનું ત્રીજું વ્રત છે. ૩

## ચોથું સ્વદારા સંતોષ વ્રત.

**આનંદ !** ગૃહસ્થે પોતાની વિવાહિત પત્નિ સિવાય બાળ,

વિધવા, વેશ્યા અને જેનો પતિ પરદેશ ગયો હોય તેવી જાતની બધી સ્ત્રીઓને પરસ્ત્રી ગણીને તેની સાથે મૈથુન વિધિનો ત્યાગ કરવોઅને પોતાની પત્નિમાં સંતોષ માનવો. આમ મન વચન કાયાએ પરસ્ત્રી ભોગવવી નહિં તેમજ બીજા પાસે ભોગવરાવવી નહિં. એ પ્રમાણે ચોથું સ્વદાર સંતોષ વ્રત પાળવું. ૪

## પાંચમું સ્થુળ પરિગ્રહ વિરમણ વ્રત.

આનંદ! પાંચમા અણુંવ્રતમાં ધન, ધાન્ય, સોનું. રૂપું, જમીન, ઘર, દાસદાસી, પશુ અને ઘર ઉપયોગી તમામ વસ્તુઓ, એમ નવ પ્રકારના પરિગ્રહનું ઇચ્છાનુસાર પરિમાણ કરવું. મન, વચન, કાયાએ તેથી વધારે રાખવું નહિં અને રખાવવું પણ નહિં. આ ગૃહસ્થોનું પાંચમું અણુવ્રત છે. મહાવ્રતોની અપેક્ષાએ આ પાંચને અણુ-વ્રતો કહે છે.

## દિશા પરિમાણ છઠું ગુણ વ્રત.

ધન કમાવા નિમિત્તે ઉત્તર, દક્ષિણ, પૂર્વ, પશ્ચિમ, ઉંચે અને નીચે એમ છ દિશાઓમાં જવાનો ઇચ્છાનુસાર નિયમ રાખવો કે, આ ગામથી આટલા યોજનથી વધારે વેપારાદિ વ્યવહાર અર્થે હું નહિં જાઉં. ધર્મ અર્થે તો જવામાં વાંધો નથી.

લોભને રોકવા, અને ધર્મમાં ટકી રહેવા તથા વૃદ્ધિ કરવા માટે આ વ્રત ઉપયોગી છે.

## સાતમું ભોગોપભોગ વ્રત.

એકવાર ઉપયોગમાં આવે તે ભોગ, અને એકની એક ચીજ વારંવાર ભોગવવામાં આવે તે ઉપભોગ. આ વ્રતમાં ભોજન, વસ્ત્ર, આદિનો નિયમ કરવો.

માંસ, મદિરા, અનંતકાય, રાત્રિભોજન આદિનો ત્યાગ કરવો. સાત્વિક ખોરાક લેવો. પોતાના વૈભવ અનુસાર અતિ ઉદ્ભટવેશ નહિં તેમજ અતિ નિર્ધનતાસૂચક વેશ નહિં તેવાં વસ્ત્ર, અલંકારાદિનો ઉપયોગ કરવો.

## આઠમું અનર્થ દંડ વિરમણ વ્રત.

શરીર અને કુટુંબાદિ અર્થે જે ફરજ બજાવવા કાર્ય કરવામાં આવે તે અર્થ દંડ, તે સિવાય વિનાપ્રયોજને દંડાય તેવી પ્રવૃત્તિ કરવી તે અનર્થ દંડ. આર્તરૌદ્રધ્યાન, પાપોપદેશ, હિંસપ્રદાન અને પ્રમાદાચરણ. આ ચાર પ્રકારે અનર્થ દંડનો ત્યાગ કરવો.

આર્ત્તરૌદ્રધ્યાન થાય તેવા વિચારો ન કરવા. પાપનો ઉપદેશ ન આપવો. જેનાથી હિંસા થાય તેવાં હથીયાર આદિ વેચવાં નહિં કે કોઇને આપવાં નહિં. જેમાં પડીને જીવોનો નાશ થાય તેવાં પાણી, ઘી, તેલ પ્રમુખનાં ભરેલાં વાસણો ઉઘાડાં ન મૂકવાં. પશુઓને લડાવવાં નહિં, જુગાર ન રમવો. સ્રીની, દેશની, રાજ્યની કે ભોજન સંબંધી વિકથાઓ ન કરવી. એમ શક્તિ અનુસારે દંડાવાના માર્ગનો ત્યાગ કરવો.

આ ત્રણને ગુણ વ્રતો કહે છે કેમકે તે પહેલા પાંચ વ્રતને ગુણ કરનાર મદદગાર વ્રતો છે.

## નવમું સામાયિક વ્રત.

સવાર સાંજ બે વખત પાપવાળા મનાદિ વ્યાપારનો ત્યાગ કરી બે ઘડી પર્યંત સમભાવમાં બેસી ધર્મધ્યાન કરવું તે સામાયિક વ્રત છે.

## દશમું દેશાવકાશિકવ્રત

છઠા વ્રતમાં દિશાઓમાં જવા માટે જે ઈચ્છા પ્રમાણે નિયમ રાખેલ છે તેનો સંક્ષેપ કરવો. એક દિવસ માટે કે બે ચાર પહોર માટે તેને દિશાવકાશિક વ્રત કહે છે,

વધારે બારીકાઇ વાળો બીજાં વ્રતોનો સંક્ષેપ પણ આ વ્રતમાં કરી શકાય છે, તેને માટે ચૌદ નિયમો ધારવામાં આવે છે તે દશમું વ્રત છે.

## અગીયારમું પૌષધ વ્રત.

પાંચ તીથીએ આ વ્રત કરવામાં આવે છે. તે વ્રતમાં આહારનો ત્યાગ, અબ્રહ્મચર્યનો ત્યાગ, વ્યવહારના વ્યાપારનો ત્યાગ અને શરીરની શોભા પ્રમુખ શુશ્રુષાનો ત્યાગ કરવો. જમીન ઉપર ઘાસ કે કામળી ઉપર સુવું, બેસવું અને ચાર કે આઠ પહોર પર્યંત ધર્મ ધ્યાનમાં જાગતા રહેવું તે પૌષધ વ્રત છે.

## બારમું અતિથિ સંવિભાગ વ્રત.

અતિથિ–ત્યાગી મુનિઓ આદિને સુપાત્ર બુદ્ધિએ દાન આપવું. ન્યાયથી ઉપાર્જન કરેલા દ્રવ્યથી બનેલા આહાર, પાણી, વસ્ત્ર, પાત્ર, કામળી અને ઔષધાદિ આપીને મુનિનો માર્ગ સરલ કરી આપવો. તેઓ શાંતિથી જ્ઞાન, ધ્યાન, તપ, જપ, વ્રતાદિમાં વધારો કરે તેવી સગવડ કરી આપવી તે અતિથિસંવિભાગ વ્રત છે.

આ પ્રમાણે બાર વ્રતો સમ્યક્ત્વ સાથે પાળવાં તે ગૃહસ્થોનો ધર્મ છે. આ વ્રતોમાં અતિચારો દૂષણો ન લાગે તે માટે પુરતી સાવચેતી રાખવી. વાહાણમાં એક નાનું સરખું છિદ્ર પડયું હોય અને તે તરફ બેદરકારી રાખી તેને તરતજ પુરી દેવામાં ન આવે તો પરિણામે વાહાણ ડુબી જાય છે, તેમ વ્રતોમાં લાગતા અતિચારો તરફ લક્ષ રાખવામાં ન આવે તો છેવટે વ્રતનો પણ નાશ થાય છે. તે અતિચારો બતાવું છું.

## સમકિતના અતિચાર.

### શંકા.

આનંદ! જીવાદિ પદાર્થો અનંત ધર્મવાળા અર્થાત્ અનેક સ્વભાવવાળા છે. જીનેશ્વરો વીતરાગ હોવાથી અસત્ય બોલતા નથી. આ વાત તેમણે પોતાના અનુભવપૂર્વક કહી છે. સર્વજ્ઞના વચનમાં શંકા થવી તે સમ્યક્ દૃષ્ટિને દૂષિત કરનાર છે. આત્મા, કર્મ, બંધ, મોક્ષ ઇત્યાદિનો નિર્ણય

તેમણે કરેલો છે તે પ્રમાણે ચાલવાથીજ આપણે તેનો અનુભવ કરી શકીએ છીએ. પ્રથમ શ્રદ્ધાની જરૂર છે. અનુભવ તે પછી તેમના કહેવા પ્રમાણે વર્ત્તવાથી થાય છે, માટે જીન વચનમાં શંકાને સ્થાન નથી. ધર્મના ફળમાં શંકા ન રાખો તેનું ફળ અવશ્ય છેજ.

## કાંક્ષા.

આનંદ ! આલોક કે પરલોકના ફળની ઇચ્છા વિના ધર્મમાં પ્રવૃત્તિ કરવી. આત્માનું શુદ્ધ સ્વરૂપ પ્રગટ કરવા તરફજ લક્ષ બાંધવું. ચમત્કારો, સિદ્ધિઓ અને લબ્ધિઓ મેળવવાની ઇચ્છા ખરા માર્ગથી પતન કરાવનારી છે.આત્માનું શુદ્ધ સ્વરૂપ પ્રગટ કરવું તે ધર્મ છે, તે સિવાય બીજું જે કાંઈ પ્રાપ્ત કરવાની આકાંક્ષાઓ કરવી તે ખરી રીતે અધર્મ છે. દેવ દેવીની ઉપાસનાઓ એ માર્ગ ભૂલાવનારો રસ્તો છે. તેથી જન્મ મરણ નહિં મટે. તેઓ પણ જન્મ મરણને આધિન છે માટે આત્મા સિવાય બીજી બાજુ તમામ પરમત છે તેનો ત્યાગ કરવો.

## વિચિકિત્સા—નિંદા.

આનંદ ! આત્માના માર્ગમાં ચાલનાર મહાન્ પુરૂષ છે, તેની નિંદા ન કરશો. દુ:ખથી ત્રાસ પામી હિંમત ન હારશો. વસ્તુના સ્વભાવને જાણીને તેની દેખાતિ અપવિત્રતાની નિંદા ન કરશો. આજે જે ખરાબ રૂપમાં છે તે કાલે

રૂપાંતર પામી મોહક ભાવે તે તમારી સન્મુખ આવી તમને લલચાવે તેવી બનશે. આ સ્થળે આત્મભાન જાગૃત રાખજો. એ માયા છે, તેના સ્વરૂપો માયાવી છે, આત્માના નિશાનવાળો તેની જાળમાં ફસાય નહિં, તેના મોહકપણાથી ભાન ન ભૂલે. ધર્માંધતા પણ ન કરશો. ધાર્મિક પુરૂષની નિંદા કરવી, તેને દુઃખ આપવું, તેના તરફ અપ્રીતિ રાખવી તે દુર્લભબોધી કરનાર છે.

## કુદૃષ્ટિની પ્રશંસા.

આનંદ ! જેની આ ક્ષણભંગુર માયા તરફ દૃષ્ટિ છે, ઇષ્ટાનિષ્ટ પદાર્થો તરફ પ્રીતિ અને અપ્રીતિ છે, વિષયો તરફ સદા મન ખેંચાયલું રહે છે, અનુકૂળ અને પ્રતિકૂળ પદાર્થો તરફ રાગદ્વેષની લાગણી ધરાવે છે, અધિકાર અને વિષયો મેળવવા જ્યાં ત્યાં માથાં મારી રહેલા છે તે સર્વે કુદૃષ્ટિઓ છે. તે રાજા હોય કે ધનાઢ્ય હોય કે ત્યાગી–વેષધારી હોય તો પણ તેના વૈભવની કે તેના ત્યાગની પ્રશંસા કરવી તે સત્ય માર્ગનું અપમાન કરવા બરોબર છે. જેઓ વિવિધ વિષયો મેળવવા અનેક પ્રકારના વેશો ધારણ કરી ઉગ્ર તપશ્ચર્યા કે દેહ દમન કરનારી ક્રિયા કરતા હોય તો પણ તેઓ ઉન્માર્ગે જતા હોવાથી સમ્યક્ દૃષ્ટિવાળા નથી. આત્માજ સુદૃષ્ટિ છે તેને મૂકી તેની વિરોધી જડમાયા તરફપ્રવૃત્તિ કરનાર તે કુદૃષ્ટિજ છે. આત્મભાન

વિનાની પ્રવૃત્તિ કુદષ્ટિનીજ પોષક છે ત્યારે ગૃહસ્થાશ્રમમાં રહેલો છતાં આત્મજાગ્રતિવાળો હોય તો તે સુદષ્ટિ છે. તેવા સુદષ્ટિની પ્રશંસા કરવી તે યોગ્ય છે પણ આત્મ-જાગૃતિ વિનાના ગમે તેટલા ત્યાગવાળા, અનેક પ્રકાર કર્મ-કાંડ કરનારા તથા ઉગ્ર તપશ્ચર્યા કરનારા હોય છતાં પણ તે કુદષ્ટિ છે, કેમકે તેના હ્રુદયમાં આ માયાનોજ વાસ છે. તેની પ્રવૃત્તિ કોઈ વિશેષ ચમત્કારીક કે વૈભવવાળા પદાર્થ માટે છે માટે તેવા કુદષ્ટિની પ્રશંસા ન કરવી. તેથી આ-ત્મલાભ નથી પણ ઉલટી હાની છે. તેમને ધર્મબુદ્ધિથી પોષણ ન આપો. અનુકંપા બુદ્ધિથી ભલે તેમને આપો તેમાં વાંધો નથી.

## કુદષ્ટિનો સંસર્ગ.

આનંદ ! ઉપર બતાવ્યા તેવા કુદષ્ટિઓની સાથે ધર્મ નિમિત્તે આલાપ સંલાપ કરવાનો સંબંધ ન રાખવો. ધર્મ નિમિત્તે તેમની પાસે બેસવા કે જવા આવવાનું ન કરવું, કેમકે તેઓની આત્મદષ્ટિ ન હોવાથી તેમની પાસે ધર્મ નથી, તો પછી તે તમને કેવી રીતે આપશે ? ઉલટો કોઈ મોટા માણસના જવા આવવાથી તે અભિમાનમાં આવી પોતાના ઉન્માર્ગનો અભિમાની બનશે. તેવાઓની સોબ-તથી પોતાના વિચારોમાં મલીનતા આવે છે. નીચાણ તરફ ઢળવાનો જેમ પાણીનો સ્વભાવ છે તેમ પુદ્દગલિક ભાવ

તરફ અનાદિ કાળના સ્વભાવને લીધે જીવ પોતાનું ભાન ભૂલી તે તરફ ખેંચાઈ જાય છે. ઘણી મહેનતે સદ્દગુરૂદ્વારા બોધ પામીને જે અજ્ઞાનતાનો, મોહભાવનો કચરો ઓછો કર્યો હોય છે તે પાછો વૃદ્ધિ પામે છે, માટે આત્મદૃષ્ટિ સિવાયના જીવોની સોબત પરમાર્થના માટે ન કરવી. બાકી વ્યવહાર કરનાર અને વ્યવહારમાં રહેનાર જીવોની પાસે વ્યાપારાદિ નિમિત્તે કે મેમાન પરોણા તરીકે ગમે તે આવે તેની વ્યવહાર ખાતર સેવા સત્કાર કરવામાં વાંધો નથી.

આનંદ! આ પાંચ દૂષણો કે અતિચારોનો યતના પૂર્વક તું ત્યાગ કરજે. હવે બાર વ્રતના અતિચારો બતાવું છું તે સાંભળીને વ્રતમાં દૂષણો ન લાગે તેમ પ્રવૃત્તિ કરજે.

### અહિંસા વ્રતના પાંચ અતિચાર.

આનંદ! મનુષ્યો તથા પશુઓને તેઓ મરી જશે તેની દરકાર રાખ્યાવિના તિવ્રક્રોધથી તેને બાંધવાં. ૧

વિના પ્રયોજને ક્રોધના આવેશથી તેની ચામડી છેદવી. રોગને કારણે તેના ભલા માટે કાપકુપ કરવી પડે તેમાં વાંધો નથી. ૨.

પશુઓ કે મનુષ્યો પાસે તેની શક્તિથી અધિક ભાર ભરવો અને વધારે કામ લેવું. ૩.

મનુષ્યો કે પશુઓને મર્મસ્થાનમાં પ્રહાર કરવો. કામ ન કરતાં હોય કે તેવાજ કોઇ કારણો સામાન્ય શિક્ષા કરવામાં વાંધો નથી. ૪

પોતાની નિશ્રાએ રહેલાં મનુષ્યો કે પશુઓને ભુખે મારવાં. તેમના ખાવા પીવાના અવસરે બરોબર સંભાળ લેવી નહિં. ૫

આ પાંચ અતિચારો ન લગાડવાથી વ્રતો બરોબર પળાયે છે.

## બીજા વ્રતના અતિચાર.

**આનંદ !** બીજા વ્રતના રક્ષણ અર્થે વિચાર કરીને બોલવાની ટેવ રાખવી. વગર વિચાર્યે કોઇના ઉપર શંકા લઈ જઇ તેને ખોટું આળ આપવું. ૧

કોઇએ વિશ્વાસ પામીને પોતાની કાંઇ ગુપ્ત છુપી વાત કહી હોય તે કોઈની આગળ ખુલ્લી કરવી. ૨

પોતાની સ્ત્રીની કોઈ ગુપ્ત વાત મિત્રાદિ આગળ કહેવી. ૩.

કોઇને દુઃખમાં નાખવા ખોટી સલાહ આપવી. ૪.

જુઠા દસ્તાવેજો કે ખતો વિગેરે કરવાં. ૫.

આ બીજા વ્રતના પાંચ અતિચારો છે તે ન લાગે તે તરફ ધ્યાન આપવાથી બીજું વ્રત બરોબર પળાય છે.

## ત્રીજા વ્રતના અતિચારો.

**આનંદ !** ચોરને ચોરી કરવા પ્રેરણા કરવી અને તેને ખાવાપીવાની મદદ કરવી. ૧

ચોરીનો માલ વેચાતો રાખવો. ૨

રાજ્ય વિરૂદ્ધ કામ કરવું. તેણે નિષેધ કરેલા દેશમાં જવું. ૩.

માલમાં સેળભેળ કરવી. ૪

ખોટાં તોલ માપાં રાખવાં. ૫

આ પાંચ અતિચારો લગાડવા નહિં.

## ચોથા વ્રતના પાંચ અતિચાર.

થોડા વખત માટે પૈસા આપી કોઇ સ્ત્રીને પોતાની સ્ત્રી તરિકે રાખી વ્યવહાર ચલાવવો.

વિધવા, વેશ્યા; અનાથ, કુમારિકા ઈત્યાદિ સાથે વ્યવહાર કરવો. ૨

પોતાના પુત્ર પુત્રી કે દાસ દાસીજે પોતાની નિશ્રાએ રહેલા હોય તે સિવાયના અન્યના વિવાહ જોડી આપવા. ૩.

કોઇ સ્ત્રી પ્રમુખની હાંસી મશ્કરી કરવી. ૪.

કામને ઉત્તેજન મળે તેવા ચેનચાળા કરવા, વિષયની તિવ્ર ઇચ્છા કરવી, મોજશોખને કારણ વાજીકરણ સ્થંભનાદિ પ્રયોગો કરી વિષયને ઉત્તેજીત કરવો. ૫.

આ પાંચ અતિચાર ત્યાગ કરવા યોગ્ય છે.

## પાંચમા વ્રતના પાંચ અતિચાર.

આનંદ ! ધનધાન્યના પ્રમાણથી અધિક દ્રવ્ય પ્રાપ્ત થતાં લોભના કારણે બીજાને ઘેર રખાવી મુકવું. ૧.

ગામ ખેતર અને ઘરાદિ જમીન વધી જતાં ગણ-

તરીના રાખ્યાં હોય તેમાં ખેતર આદિની વાડ કાઢી નાખી મોટાં કરવાં. ૨.

સોના રૂપાનું જે પ્રમાણ રાખ્યું હોય તેમાં વધારો થતાં લોભને વશ થઈ સ્ત્રી પુત્રાદિને નામે ચડાવી આપવાં. ૩.

દાસ દાસી પ્રમુખ મનુષ્યો અને હાથી ઘોડા ગાય બળદ ભેંસ પ્રમુખ પશુઓનું પ્રમાણ રાખ્યું હોય તે ઉપરાંત વૃદ્ધિ થતાં નાનાં વાછરડાં પ્રમુખની ગણતરી નકરવી. ૪.

ઘરની ઘરવખરી વાસણ, ગાડાં, હળ, વાહાણ, પલંગ, કપાટાદિ તેની સંખ્યા રાખી હોય તેમાં વધારો થતાં સંખ્યાની ગણતરી કાયમ રાખવા નાનામાંથી મોટાં બનાવે, પાતળામાંથી જાડાં કરાવે. ૫.

આ પાંચ અતિચારો ન લગાડવા, ઈચ્છાના નિરોધ માટે અને લોભને કાબુમાં લેવા આ ત લઈને જેઓ તેમાં વધારો થતાં સન્માર્ગે ઉપયોગ ન કરતાં આમ પુત્ર સ્ત્રી આદિને નામે ચડાવી પોતે તેનો વહીવટ કરવા બેસે છે તેતો પ્રત્યક્ષ ઠગ બાજી છે. એક જાતની ધર્મ ધૂર્તતા છે માટે ધનાદિમાં વધારો થાય કે તરતજ તેનો સારો ઉપયોગ સાતે ક્ષેત્રોમાં કરી દેવો.

## છઠા દિશા પરિમાણના અતિચારો.

**આનંદ!** ઉંચી, નીચી અને સપાટ એમ ત્રણ દિ-

શામાં જવાનો નિયમ રાખ્યો હોય તે દિશાઓ જાગૃતિ વિના અનાઉપયોગે ઓલંઘવાથી અતિચાર લાગે છે. ૩.

જે એક દિશામાં જવાનું પ્રમાણ રાખ્યું હોય તેથી અધિક જવાની જરૂર પડતાં સામી બાજુની દિશામાં જવાનું ઓછું રાખી તેટલો આ દિશામાં જવાનો વધારો કરવો. ૪.

જવાની ઉતાવળને લીધે, પ્રમાદથી કે બુદ્ધિના વિભ્રમથી સ્મરણમાં ન રહે કે મેં કેટલો નિયમ રાખ્યો છે તેને લઈને યાદશક્તિથી વધારે પ્રયાણ કરવું. ૫.

આ પાંચ અતિચારો ત્યાગ કરવા યોગ્ય છે.

## સાતમા ભોગોપભોગ વ્રતના અતિચાર.

**આનંદ !** ભોજન આશ્રયિ નિયમોમાં સચિત્ત આહાર. ૧ સચિત્ત સાથે જોડાયેલ આહાર. ૨. સચિત્ત અચિત્ત-મિશ્ર આહાર. ૩. અનેક સંયોગથી બનેલ સૌવીરાદિ. ૪. સેજસાજ પાકેલ આહાર. ૫ આપાંચ ભોજન આશ્રયિ નિયમોમાં દોષો લાગે છે.

## કર્મ આશ્રયિ અતિચાર.

ભોગોપભોગના સાધનરૂપ દ્રવ્ય કમાવામાં બહુ આરંભના વ્યાપારોનો ત્યાગ કરવો.

**અંગારા:**—કોલસા પાડવાનો વ્યાપાર. ૧. વન કપવાનો–૨. યંત્રો તથા વાહનો બનાવવાનો. ૩. ભાડાં કર-

વાનો. ૪. જમીન ફોડવાનો. ૫. દાંતોનો. ૬. લાખનો. ૭. રસનો. ૮. કેશનો. ૯. વિષનો ૧૦ યંત્રોથી વસ્તુ પીલવાનો. ૧૧. બળદ ઘોડા પ્રમુખને ખાંસી કરવાનો–નપુંસક બનાવવાનો. ૧૨. તળાવાદિ સુકાવવાનો અથવા જીવહિંસા કરવા ઇજારે આપવાનો. ૧૩. દાવાનળ ખેતર પ્રમુખમાં મૂકવાનો. ૧૪. અસતિસ્ત્રીઓને પોષી તેના અનાચારદ્વારા આજીવિકા ચલાવવાનો. ૧૫.

આમ વીશ અતિચારો અને વ્યાપારો ત્યાગ કરવા.

## આઠમા અનર્થદંડ વિરમણવ્રતના અતિચાર.

આનંદ! કામ ઉત્પન્ન થાય, રાગાદિને પોષણ મળે તેવાં હાસ્યાદિવાળાં વચનો બોલવાં. ૧.

પોતાને તથા પરને મોહ ઉત્પન્ન થાય તેવા નેત્ર શરીરાદિની ચેષ્ટા કરવી. ૨.

ઘણું બોલ બોલ કરવું. એક બીજાને લડાવી મારવાદિ.૩.

જીવોની હિંસા થાય તેવાં ધનુષ્યબાણ, બંદુક, કુવાડા. હળ, મુશળાદિ સંયોજીત કરીને રાખવાં. ૪.

પોતાને ઉપયોગની ભોગોપભોગવાળી વસ્તુઓનો જરૂરીયાતથી અધિક સંગ્રહ રાખવો. ૫.

આ પાંચ અતિચારો ત્યાગ કરવા યોગ્ય છે.

## નવમા સામાયિક વ્રતના અતિચાર.

આનંદ ! સામાયિકમાં મનની એકાગ્રતા ન કરવી. ૧.

પાપવાળાં કર્કષ વચનો કહેવાં. ૨.

શરીરની અસ્થિરતા. ૩.

સામાયિકનું પ્રમાણ પુરેપુરૂં ન રાખવું. ૪.

સામાયિકમાં નિદ્રાકરે, શૂન્ય મને સામાયિક કરે. ૫.

આ પાંચ અતિચારો ત્યાગ કરવા યોગ્ય છે.

## દશમા વ્રતના અતિચારો.

આ વ્રતમાં નિયમિત સ્થળમાં રહેવાના નિયમથી બાહારના પ્રદેશમાંથી ઉપયોગી વસ્તુ નોકરાદિ પાસે મંગાવવી. ૧.

નિયમિત જગ્યાની બાહાર કોઇ વસ્તુ ચાકરાદિ સાથે મોકલવી. ૨.

નિયમિત જગ્યાની બાહાર રહેલા માણસને શબ્દ કરી બોલાવવો. ૩.

નિયમિત જગ્યાની બાહારથી બીજો મનુષ્ય પોતાની પાસે આવે તે માટે તે દેખે એવી રીતે ઉભા રહેવું. ૪.

નિયમિત જગ્યાની બાહારના મનુષ્યને કાંકરો પ્રમુખ નાખી પોતા તરફ તેનું ધ્યાન ખેંચવું. ૫.

આ પ્રમાણે દશમાવ્રતના અતિચારો ન લગાડવા.

## અગીયારમા વ્રતના અતિચાર.

જીવજંતુવાળી જમીન દૃષ્ટિથી તપાસ્યા વિના મળ, મૂત્ર, કફાદિનો પાષધમાં ત્યાગ કરવો. ૧.

જરૂરીયાતની વસ્તુઓ જોયા કે પ્રમાર્જન કર્યા વિના લેવી. ૨.

જોયા કે પ્રમાર્જન કર્યા વિના સંથારો કરવો. ૩.

અનાદરથી લાગણી વિના પૌષધ કરવો. ૪.

પૌષધ કર્યો કે કેમ તેની વિસ્મૃતિ થવી. ૫.

અગીયારમા વ્રતમાં આ અતિચાર ન લાગે તેમ પ્રવૃત્તિ કરવી.

## બારમા વ્રતના અતિચાર.

દાન આપવા લાયક પદાર્થો સચિત્ત વસ્તુ ઉપર મૂકી દેવા. ૧.

મુનિને દાનને લાયક આહારાદિ સચિત્ત વસ્તુથી ઢાંકવા.૨

પારકી વસ્તુ પોતાની કરીને આપવી. ૩.

બીજાની ઈર્ષા કરીને દાન આપવું. ૪.

કૃપણતાથી ભિક્ષાનો વખત વીતી જવા પછી ભોજનાદિ તૈયાર કરવાં. ૫.

આ પાંચ અતિચારો બારમા વ્રતમાં લગાડવા નહિં.

આનંદ ! આ પ્રમાણે ગૃહસ્થાશ્રમમાં રહી શ્રાવકને પાલવા યોગ્ય સમ્યક્ત્વ પૂર્વક બારવ્રતો તમને મેં કહ્યાં.

તમારી ઇચ્છાનુસાર છુટછાટ રાખીને આ વ્રતો લઇ શકાય છે.

પ્રભુ! આવાં વ્રતો તો હું જરૂર પાળી શકીશ. આ પ્રમાણે કહીને આનંદ પોતાની શક્તિ અને ઈચ્છાનુસાર બારવ્રતો ગ્રહણ કરવા માટે તૈયાર થયો.

આનંદ કહે છે પ્રભુ! સવાવશા જીવદયાવાળું પ્રથમ વ્રત હું યાવત્ જીવપર્યંત મન વચન કાયાએ કરીને પાળીશ. ૧

બીજા વ્રતમાં પાંચ મોટાં અસત્ય હું નહિં બોલું. ૨

ત્રીજા વ્રતમાં રાજદંડ થાય તેવી વસ્તુ ધણીના આપ્યા સિવાય લઈશ નહિં. ૩

ચોથા વ્રતમાં મારી શિવાનંદા સ્ત્રી સિવાય મૈથુન વિધિનો ત્યાગ કરૂં છું. ૪

પાંચમા વ્રતમાં બાર કરોડ સોના અને રૂપા મહોરો રાખું છું.

પશુઓમાં દશ દશ હજાર ગાયોના ચાર ગોકુલ રાખું છું.

પાંચસો હળો ફરી શકે તેટલી જમીન રાખું છું. ઘર, હાટ, વખારો વિગેરે નાના મોટાં પાંચહજાર રાખું છું.

પાંચસો ગાડાંઓ પરદેશમાં અને પાંચસો ગાડાંઓ આ દેશમાં માલ લાવવા લઇ જવા માટે રાખું છું.

મોટાં આઠ વાહાણો મુસાફરી તથા માલ લાવવા લઇ જવા માટે રાખું છું.

માહારા જીવતાં તમામ મિલકતનો અધિકારી હુંજ છું. વસ્તુ અને ધનાદિમાં વધારો થતાં બીજાને નામે ચડાવી, બાકીની મારી ગણીને ધર્મઢોંગીપણું નહિં કરૂં, પણ વધારો થવાના કારણો અને આરંભો અત્યારથી હું અટકાવીશ, છતાં ધનાદિમાં વૃદ્ધિ થશે તો તેનો સન્માર્ગે ઉપયોગ કરી દઈશ.

છઠા વ્રતમાં જેટલો વ્યાપાર દેશાવરમાં મારો ચાલે છે તેનાથી આગળ હવે વ્યાપારાદિ કામે જવાનો નિયમ લઉં છું.

પ્રભુ! સાતમા વ્રતમાં મારા પોતાના ભોગોપભોગમાં શરીર સાફ કરવા એક ગંધ કસાય જાતનું વસ્ત્ર, જેઠીમધનું દાતણ, પાકાં આમળાંનાં ફળો, અભ્યંગનમાં શતપાક અને સહસ્ત્રપાક તેલ, ઉદ્વર્તનમાં સુગંધી ચૂર્ણ, સ્નાનમાં નાના આઠ ઘડા પાણી, સુતરનાં બે વસ્ત્રો, પહેરવાનો ચાલુ ઉપયોગી પોષાક. વિલેપનમાં કેશર, ચંદન અને અગુરૂ. પુષ્પોમાં શુદ્ધ કમળ અથવા માલતીના પુષ્પની માળા, આભરણોમાં કાનમાં કુંડળો અને આંગુલીમાં વીંટી, ધૂપમાં અગર અને સેલ્હકનો ધૂપ; ભોજનમાં ઘેવર, ખાજાં, કમલશાલિના ચોખા, અડદ, મગ, ચણા, અગથીયાની, વથુલાની અને વાસંતિકાની ભાજી, સરદ ઋતુનું ઘી, પાલંગાની મીઠાઈ, વડાં, મગનું પાણી. વરસાદનું આકાશથી પડેલું પાણી, મુખવાસમાં એલાયચી, લવીંગ, કપુર, કંકોલ અને જાયફળ. આ સિવાય બીજી ચીજોનો ત્યાગ કરૂં છું.

આઠમા વ્રતમાં, પ્રમાદ આચરણ, હિંસ્ર ઉપકરણ પ્રદાન, પાપકર્મનો ઉપદેશ અને આર્ત્તધ્યાન થાય તેવા વિચારોનો ત્યાગ કરૂ છું.

નવમા વ્રતમાં, સવાર સાંજ બે વખત સામાયિક કરીશ.

દશમા વ્રતમાં, દિશાઓમાં જવાના વ્રતનો સંક્ષેપ નિયમિત કરીશ.

અગીયામા વ્રતમાં, પાંચ તીથિ પૌષધ કરીશ.

બારમા વ્રતમાં શ્રમણ અતિથિઓને દાન આપીશ.

પ્રભુ ! બાર વ્રતો આ પ્રમાણે હું પાળીશ અને અતિચારો ન લાગે તે માટે સાવચેતી રાખીશ.

મહાવીર દેવે જણાવ્યું. આનંદ ! આ વ્રત પાલનાર શ્રાવકે જીવ, અજીવ,પુન્ય, પાપ, આશ્રવ,બંધ,સંવર, નિર્જરા અને મોક્ષ ઈત્યાદિ તત્ત્વજ્ઞાનમાં બહુજ કુશળતા મેળવવી જોઇએ, અને ધર્મમાં એટલી બધી દઢતા મેળવવી કે દેવો અને દાનવો તેને નિગ્રંથ પ્રવચનથી કુયુકિતઓવડે ચલાયમાન ન કરી શકે.

આનંદે નમ્રતાથી જણાવ્યું. પ્રભુ ! હું તત્ત્વ જ્ઞાનમાં પ્રવીણતા મેળવીશ અને ગુરૂ કૃપાથી ધર્મમાં દઢ થઇશ.

આજથી માંડીને શ્રમણો નિગ્રંથોને નિર્દોષ અચિત્ત અશન પાનાદિ ચાર પ્રકારનો આહાર આપીશ, તેમજ વસ્ત્ર

પાત્ર, કાંબલ, સંથારીયાં, પાટ, પાટલા, ઔષધ અને સ્થાન પ્રમુખ આપવાનું શરૂ રાખીશ, અને નમસ્કાર મહામંત્રનું સ્મરણ કરીશ. અરિહંત અને અરિહંતોનાં બિંબોને વંદન, નમન અને પૂજન કરીશ. આત્મદૃષ્ટિવાળા મુનિઓ સિવાય ધર્મ નિમિત્તે બીજાઓને વંદન નમન નહિં કરૂં. તેમજ તેમણે ગ્રહણ કરેલાં, પોતાપણે માનેલાં અરિહંતના બિંબોને પણ નમન નહિં કરૂં, તેમના બોલાવ્યા સિવાય પ્રથમ નહિં બોલાવું. તેમના સાથે ધર્મ નિમિત્તે આલાપ સંલાપ નહિં કરૂં. અનુકંપા બુદ્ધિ સિવાય ધર્મ નિમિતે આહારાદિ નહિં આપું. છતાં છ આગાર ખુલ્લા રાખું છું કે રાજાની પરતંત્રતાથી, સમુદાયની પરવશતાથી, બળવાનના જોરજુલમથી, દેવોની પરાધનતાથી, ગુરૂ, માતા પિતાના રક્ષણ અર્થે, અને આજીવિકા ન ચાલતી હોય એટલા કારણે આ મારો નિયમ, નિયમ વિરૂદ્ધ પ્રવૃત્તિ કરતાં પણ ભાંગે નહિં.

આ પ્રમાણે કહી વંદન, નમન કરી આનંદ અને બીજી પર્ષદા ઉઠી. આનંદની માફક બીજા પણ મનુષ્યોએ શક્તિ અનુસાર વ્રત નિયમો લીધા. જીતશત્રુ રાજા વિગેરે પોતપોતાને ઘેર આવ્યા.

**આનંદ** ! પોતાને ઘેર આવીને પોતાની શિવાનંદા સ્ત્રીને બોલાવીને કહેવા લાગ્યો. દેવાનુપ્રિયા ! આજે હું શ્રમણ ભગવાન મહાવીર દેવની પાસે ગયો હતો, તેમના મુખથી મેં ધર્મ સાંભળ્યો, તે ધર્મ મને બહુ રૂચ્યો.

આત્મ કલ્યાણને માટે તે ધર્મ બહુજ ઉત્તમ લાગ્યો, તેથી તેમની પાસેથી મેં સમ્યક્ત્વ પૂર્વક બારવ્રતરૂપ ગૃહસ્થ પણામાં રહીને કરી શકાય તેવો ધર્મ ગ્રહણ કર્યો છે માટે તમે પણ તે પ્રભુની પાસે જાઓ, અને મારી માફક બાર વ્રતરૂપ ધર્મ ગ્રહણ કરો, ધર્મથી આત્માની ઉન્નતિ થાય છે.

પોતાનો પતિ ધર્મ પરાયણ થયો છે તે જાણીને શિવાનંદાને બહુજ આનંદ થયો. તરતજ તેણીએ પોતાનો રથ મંગાવ્યો અને દાસીઓ તથા સખીઓને સાથે લઇ શ્રમણ ભગવાન મહાવીર દેવની પાસે ધર્મ શ્રવણ અને ગ્રહણ કરવા ગઈ.

ભગવાન મહાવીરની પાસે તેણે પણ બાર વ્રતો ગ્રહણ કર્યાં. પતિપરાયણ પત્નિએ પણ પતિના માર્ગમાં પ્રયાણ શરૂ કર્યું. સ્ત્રીઓના હૃદયમાં ધર્મભાવના પુરૂષો કરતાં સ્વભાવિક વિશેષ પ્રકારે હોય છે તેમાં વળી પતિની પ્રેરણા હોય તો પછી પૂછવું શું? એક સ્વભાવનાં પતિ પત્નિનો સંસાર સુખરૂપ નિવડે છે, નહિંતર વિરૂદ્ધ સ્વભાવને લઇને કલેશરૂપ જીવન નિવડવાસાથે ધર્મના માર્ગમાં પણ વિઘ્નરૂપ થાય છે.

થોડા દિવસ પછી મહાવીર દેવે અન્ય સ્થળે વિહાર કર્યો.

આનંદે હવે ધન કમાવાની ધારણા ઓછી કરી નાખી. વિશેષ આરંભનાં કાર્યો બંધ કર્યાં. સાધુઓનો સંગ કરવો,

ધર્મ સાંભળવો, ધર્મ નિમિત્તે પ્રશ્નો પૂછવાં, ચર્ચાઓ કરવી, સાધર્મિભાઈઓને પોષવા, ધર્મમાં સ્થિર કરવા, દાન આપવું વિગેરે તરફ પોતાનું મન વાળી દીધું.

શિવાનંદા પણ દઢ શ્રાવિકા થઈ. વ્રત નિયમો પાળવા લાગી, સાધ્વીઓના સમાગમમાં વખત પસાર કરવા લાગી અને દાનાદિ દેતાં, ગરીબ બ્હેનોને મદદ આપતાં પોતાના જન્મને કૃતાર્થ કરે છે.

આ પ્રમાણે વ્રતપાળતાં પચ્ચખાણ લેતાં, પૌષધાદિ કરતાં અને ધર્મમાં આત્માને વાસીત કરતાં આ દંપતિના દિવસો આનંદમાં પસાર થવા લાગ્યા.

આનંદ શ્રમણોપાસક થયો. ધર્મમાં દઢતા મેળવવા સત્સમાગમ અને ધર્મ શ્રવણની તેની ઇચ્છા હવે વધવા લાગી. જ્યાં સુધી સુક્ષ્મ તત્ત્વોનો બોધ ન થાય ત્યાં સુધી ધર્મમાં દઢતા અને પ્રયત્ન પરાયણ થવાનું નથી બનતું. તેને માટે આનંદને વિચારો આવવા લાગ્યા. છેવટે તે એવા નિર્ણય ઉપર આવ્યો કે, શ્રમણ ભગવાન મહાવીર દેવ જો આંહી ચતુર્માસ રહેવાનું કરેતો મને તત્ત્વજ્ઞાનની પ્રાપ્તિ સારી થાય. સત્સમાગમનો લાભ થાય, ધર્મમાં દઢતા આવે, સત્યસ્વરૂપ સમજાય, અને મારા ધનનો પણ સદ્ઉપયોગ થાય. આ વિચારો તેને વારંવાર આવવા લાગ્યા. ઘણીવાર દૂરના પ્રદેશોમાં વિચરતા મહાવીર પ્રભુના દર્શ-

નાર્થે તે જતો હતો પણ પોતાના બ્હોળા વ્યવસાયને લીધે તે વિશેષ વખત ત્યાં રોકાઇ શકતો ન હતો. તેથી તેની ધારણા એવી થઈ કે પ્રભુ જો આંહી ચોમાસું કરવા પધારે તો મને બહુ લાભ થાય, મારી આત્મજાગૃતિમાં પુષ્કળ વધારો થાય.

આનંદની આ ભાવના ફળીભૂત થઈ, અને મહાવીર પ્રભુ પોતાના બ્હોળા પરિવાર સાથે ચોમાસું કરવા પધાર્યા. આ વખતે આનંદના આનંદનો પાર ન રહ્યો. પોતાના ધનનો સારો ઉપયોગ કરવાનો તેને સુવખત મળ્યો.

આખા ચોમાસામાં તેને ધર્મનો બોધ તત્ત્વજ્ઞાનની વાતો અને કર્ત્તવ્ય પરાયણ થવાનું જ્ઞાન ઘણું સારૂં મળ્યું.

આનંદને ધર્મ સાંભળવાની, સત્ય સમજવાની અને સંસારમાં થતાં જન્મ મરણોમાંથી છુટવાની કેવી તાલાવેલી લાગી હતી તે તેણે મહાવીર પ્રભુને કરેલી વિનંતિ ઉપરથી સમજી શકાય તેમ છે. અને ચોમાસામાં તેને પ્રસંગે પ્રસંગે જે જે બોધ મળ્યો છે તેનો આંહી સામાન્ય રીતે સંગ્રહ કરવામાં આવ્યો છે.



## પ્રકરણ ચોથું.

## આનંદ, પ્રભુ મહાવીર દેવને વિનંતિ કરે છે.

પ્રભુ ! આ ત્રિવિધ તાપથી તપેલા સંસારમાં પરિભ્રમણ કરતાં અનંતકાળ ગયો પણ મને કોઇ સ્થળે શાંતિ અનુભવાતી નથી. કેવળ દુઃખનોજ અનુભવ જ્યાં જાઉં ત્યાં થાય છે.

હે નાથ ! દેવ, મનુષ્ય, તિર્યંચ અને નારકીરૂપ ખારા જળથી ભરેલા, જન્મ મરણાદિ જળચર પ્રાણિથી વ્યાપ્ત, વિવિધ પ્રકારનાં માનસિક દુઃખરૂપ વડવાનળ અગ્નિથી પ્રજ્વલિત, સંકલ્પ વિકલ્પની જાળરૂપ કલ્લોલોની હારથી ઉછળતા આ સંસાર સમુદ્રમાં હું બહુ દુઃખી થયો છું. મિથ્યાત્વ, વિષય, કષાયાદિ વિભાવ પરિણામમાં હું ફસાયો, આત્મભાન ભૂલ્યો, આત્મભાવનારૂપ વીતરાગનિર્વિકલ્પ સમાધિની પ્રાપ્તિ દુર્લભ થઇ. સમાધિ કે જે જ્ઞાન દર્શન ચારિત્ર ભવાંતરમાં પણ બન્યાં રહે તે. અને બોધિ કે જે સમ્યક્ દર્શન જ્ઞાન ચારિત્ર નહિં પ્રાપ્ત થયેલાંની પ્રાપ્તિ થવી તે. આ સમાધિ અને બોધિના અભાવે, આધિ વ્યાધિ અને ઉપાધિથી ભયંકર સંસારમાં ભ્રમણ કરતાં વીતરાગ પરમાનંદ સુખની પ્રાપ્તિ ન થઇ, અને તેના વિના વ્યાકુળતા ઉત્પન્ન કરનારાં શારીરિક અને માનસિક દુઃખો વિવિધ પ્રકારે હેરાન કરે તેમાં કાંઇ નવાઈ નથી.

પ્રભુ ! આ ચારગતિના દુઃખથી હું બહુ કંટાળીને

આપને શરણે આવ્યો છું. એ દુઃખો કે જેનો મેં અનેકવાર અનુભવ કર્યો છે તે યાદ આવતાં મને કંપારી છુટે છે, ત્રાસ આવે છે, માટે એ દુઃખનો સદાને માટે નાશ થાય તેવો ઉપાય મને બતાવો. હું પોતે શું છું તે મને સમજાવો. જ્યાં આ દુઃખોનો સર્વથા અભાવ છે તેવી પરમપદની પ્રાપ્તિ થાય તેવું જ્ઞાન આપો. તેવો માર્ગ બતાવો.

પ્રભુ ! હું સદાને માટે આ મનાદિ આપને ચરણે મુકું છું. આપને શરણે આવ્યો છું. મારી ઉપેક્ષા ન કરતાં કૃપા કરીને શાંતિનો મ ગ બતાવો.

પ્રભુ કહે છે. આનંદ ! આત્માને જાણ્યા સિવાય જન્મ મરણનાં દુઃખોનો તથા અજ્ઞાનતાનો નાશ થતો નથી, માટે હું તને પ્રથમ આત્માસંબંધી જ્ઞાન સમજાવું છું. પ્રસંગોપાત બીજાં ઉપયોગી સાધનો પણ સમજાવતો જઇશ. તું ધ્યાન પૂર્વક સાંભળજે, સાંભળીને જાણવા, ગ્રહણ કરવા અને ત્યાગ કરવા યોગ્ય જે જે બાબતો આવે તે તે પ્રમાણે તું વર્ત્તનમાં મૂકજે, તેથી પરમાત્મ પદનો માર્ગ સ્હેલાઇથી સમજવા સાથે અનુભવમાં આવી શકશે.

## આત્માનુંસ્વરૂપ. બહિરાત્મા.

આનંદ આત્મા સ્વરૂપે એક હોવા છતાં ઉપાધિભેદને લઇને બહિરાત્મા, અંતરાત્મા અને પરમાત્મા એમ ત્રણ પ્રકારે કહેવામાં આવે છે. સંસારના પ્રવાહમાં બહિરાત્મા ઘસડાઇ રહેલો છે. અંતરાત્મા મોક્ષના સન્મુખ થયેલો

સાધન દશામાં રહેલો છે. પરમાત્મા પોતાના ખરા સ્વરૂપમાં પ્રગટ થયેલો સિદ્ધ દશાવાળો આત્મા છે.

જે આ દેહનેજ આત્મા માને છે તે બહિરાત્મા કહેવાય છે. નિત્યમાં અનિત્યની ભાવના, સત્યમાં અસત્યની ભાવના, આત્મામાં અનાત્મતાની ભાવના; આ સર્વ વિપરિત ભાવનાવાળા આત્માને મિથ્યાત્વિ કહેવામાં આવે છે. રાગાદિ પરિણામમાં પરિણમેલા આ આત્માનેજ બીજી રીતે બહિરાત્મા અથવા અજ્ઞાની પણ કહેવામાં આવે છે.

### અંતરાત્મા.

દેહ આદિથી જેઓ આત્માને તેનાં લક્ષણોવડે જુદો જાણે છે, વિવેક જ્ઞાને કરી જડચૈતન્યને જે જુદાં અનુભવે છે, કર્મથી વિંટાયેલ છતાં સત્તાગતે જેઓ આત્માને શુદ્ધ જોવે છે, ધ્યાન તથા પરમસમાધિ વડે શુદ્ધઆત્માને પ્રગટ કરવાને જેઓ પ્રયત્ન કરી રહયા છે, કર્મના ક્ષયોપશમના પ્રમાણમાં સ્વસંવેદન જ્ઞાને કરી જેઓ તેનો અનુભવ કરી રહ્યા છે, તેવા સાધક દશાવાળા આત્માને અંતરાત્મા અથવા સમ્યગ્ દૃષ્ટિ આત્મા કહેવામાં આવે છે. આ અંતરાત્માવાળી સાધક દશામાં રહીને પરમાત્મતાની શુદ્ધદશા પ્રગટ કરવા પુરૂષાર્થ કરવાનો છે. પરમ મ ન માર્ગની સન્મુખ થયેલા આ આત્માઓનો દેહભાવ ઘણો ઓછો થઇ ગયો હોય છે, જડ પુદ્ગલો તરફથી આશક્તિ ઘણી છુટી ગઈ હોય છે, ક્રોધાદિ કષાયો ઘણા મંદ યાને પાતળા પડયા હોય છે.

પાંચ ઇંદ્રિયોના વિષયો તેને હવે લલચાવી કે પોતા તરફ મોહકભાવે આકર્ષિ શકતા નથી, પોતાના સાધનરૂપ મન, વચન, શરીર ઉપર તેનો કાબુ વધતો જાય છે, મહાન્ આશ્રવના કારણરૂપ નવ પ્રકારના પરિગ્રહનો સંચય કરવાની લાગણીઓ ઘણીજ મંદ થઈ ગઇ હોય છે, આત્મભાનમાં તે સદા જાગતો હોય છે, જ્ઞાની પુરૂષોના સહવાસમાં તે વિશેષ આવે છે, વાતો પણ આત્મજ્ઞાન અને તેનાં સાધનોનીજ હવે તેને રૂચે છે, સોબત પણ તેવા પરમાત્માના માર્ગના પ્રવાસીઓનીજ તેને ગમે છે, તે એકલો હોય તોપણ પરમાત્માના નામનુંજ સ્મરણ કરતો હોય છે, તેનાજ વિચારો કરતો હોય છે, ઉપદેશ પણ મુખ્યતાએ આત્માનોજ તે કરે છે, આવો સાધક અંતરાત્માની સ્થિતિમાં રહીને પરમાત્માની સ્થિતિ પ્રગટ કરે છે.

## પરમાત્મા.

શુદ્ધ બુદ્ધ એક સ્વભાવે રહેવાની સ્થિતિ પરમાત્માની છે. શુદ્ધ એટલે રાગાદિ વિનાની અને બુદ્ધ એટલે અનંત જ્ઞાન, દર્શન, આનંદ અને અનંત શક્તિવાળી સ્થિતિ. આ સ્થિતિ પરમાત્મદશાની છે. જ્ઞાનાવરણાદિ દ્રવ્યકર્મ અને રાગદ્વેષાદિનાં પરિણામ તે ભાવ કર્મ, તે બન્નેનો ત્યાગ થવાથી કેવલજ્ઞાન સ્વરૂપનો જેને લાભ થયો હોય છે તે પરમાત્મા કહેવાય છે.

મારાપણાને લગતા વિચારો તે સંકલ્પ અને

હર્ષશોકવાળા વિચારો તે વિકલ્પ. આવા સંકલ્પ વિકલ્પનો ત્યાગ કરીને જે સાધકો; વીતરાગ નિર્વિકલ્પ નિત્યાનંદ એક સ્વભાવવાળા પરમાત્મ સ્વરૂપનું લક્ષ કરીને તેમાં સ્થિર ધારણા કરે છે તેજ કેવળજ્ઞાન સ્વરૂપ પરમાત્મા છે. તે નિત્ય છે. નિરંજન છે. જ્ઞાનમય છે. પરમાનંદ સ્વરૂપ છે. શાંત છે. શીવ છે.

દ્રવ્યાર્થિકનયની—મૂળદ્રવ્યની અપેક્ષાએ તે નિત્ય છે, અવિનાશી છે. રાગ દ્વેષાદિ કર્મમળરૂપ અંજન નહોવાથી તે નિરંજન છે. કેવળજ્ઞાન વડે પૂર્ણહોવાથી જ્ઞાનમય છે. શુદ્ધ આત્મભાવનાથી ઉત્પન્ન થયેલ વીતરાગતાવાળા પરમાનંદપણે પરિણમેલ હોવાથી પરમાનંદ સ્વરૂપ છે. વીતરાગ હોવાથી તે શાંત છે. અને પરમાનંદ સુખમય હોવાથી શિવ સ્વરૂપે છે. તે પરમાત્મા અનંત જ્ઞાનાદિ રૂપ પોતાના સ્વભાવનો ત્યાગ કરતો નથી તેમજ કામ ક્રોધાદિરૂપ પરભાવને આત્મરૂપે ગ્રહણ કરતો નથી, તથા ત્રણેકાળમાં રહેલી સર્વ વસ્તુઓને સદા સર્વ પ્રકારે જાણે છે તેને શુદ્ધ આત્મા કહેવામાં આવે છે. તેજ પરમાત્મા છે.

તે પરમાત્મામાં રાતો, ધોળો, કાળો, લીલો, પીળો એવો કોઈ વર્ણ નથી. સુગંધ કે દુર્ગંધતાવાળો કોઇ ગંધ નથી. ખાટો. ખારો, તીખો, કડવો કે મીઠો કોઈ રસ નથી. સારોકે નઠારો શબ્દ નથી. સુંવાળો, બરસટ, ટાઢો

ઉનો, હળવો, ભારે, રૂક્ષ, સ્નિગ્ધ એવો સ્પર્શ નથી. અને જન્મ મરણાદિ પણ નથી. કેવળ ચિદાનંદ સ્વભાવ તે પરમાત્મા છે. નિરંજન છે. તે શુદ્ધ આત્મામાં ક્રોધ નથી, માન નથી, માયા નથી, મોહ નથી. એ સર્વ પ્રકૃતિના ધર્મો છે. મન પણ આત્માનો ધર્મ નથી. તે પરમાત્મા પૂર્ણ છે. કૃત કૃત્ય છે. તેને હવે ધ્યાનાદિ કરવાનું રહ્યું નથી. તેને હવે પુન્ય નથી, પાપ નથી, રાગ નથી, દ્વેષ નથી, વાયુ-આદિની ધારણા કરવાપણું નથી, ધ્યાન કરવા યોગ્ય ધ્યેય હવે કોઇ રહ્યું નથી. તે પરમાત્મા શાસ્ત્રોવડે કે ઇંદ્રિયોવડે જાણી શકાય તેવો નથી, પણ નિર્મળ આત્મબોધથી ઉત્પન્નથતા વિશુદ્ધ ધ્યાનવડે અનુભવી શકાય છે. નિર્વિકલ્પ સમાધિનો વિષય છે. નિર્વિકલ્પ સમાધિ દ્વારા તેનો અનુભવ થાય છે. તે પ્રભુ કેવળજ્ઞાનમય છે. કેવળદર્શનમય છે. આનંદમય છે. અવ્યાબાધ સુખ સ્વરૂપ છે. અનંત શક્તિથી ભરપુર છે.

આનંદ! પરમાત્માનું શુદ્ધ સ્વરૂપ આવા પ્રકારનું છે, ત્રણ પ્રકારના આત્મામાં આ પરમાત્માજ પ્રાપ્ત કરવા યોગ્ય છે. તે પરમાત્મા મુક્ત અવસ્થામાં પોતાના શુદ્ધ સ્વરૂપમાં જે પ્રમાણે રહે છે, ત્યાં તેમનું જેવું સ્વરૂપ પ્રગટ થયેલું છે, તેવુંજ તમારા આત્માનું સ્વરૂપ શક્તિ• પણે-સત્તાગતે આ દેહની અંદર રહેલું છે. તે પરમાત્મામાં અને તમારામાં શકિત અને વ્યક્તપણાના તફાવત સિવાય જરાપણ ભેદભાવ બીજો નથી. તેમનો આત્મા આવરણોને

ભેદીને બાહાર પ્રગટ થયેલો છે. તમારો આત્મા આવરણના પડદામાં સત્તાપણે ગુપ્ત રહેલો છે. આ સત્તાને પ્રગટ કરવાની જરૂર છે. તે પરમાત્માનું નિર્વિકલ્પ સમાધિ દ્વારા ધ્યાન કરવાથી, પરમાત્મદશા પગટ થવામાં આડાં આવનારાં અજ્ઞાન દશામાં કરાયેલાં કર્મો ઘણા થોડાજ વખતમાં તુટી જાય છે.

આનંદ! શુદ્ધઆત્મ સ્વરૂપની અંદર આકુળતા ઉત્પન્ન કરનારાં ઇંદ્રિયોનાં સુખ દુઃખ નથી. સંકલ્પ વિકલ્પ કરનારૂં મન નથી, માટેજ મન તથા ઇંદ્રિયોની પાર જઈને વીતરાગભાવ વાળી નિર્વિકલ્પ દશામાં રહીનેજ તે અવસ્થાનો અનુભવ કરવાનો છે.

આનંદ! દેહને વિષે રહેવા છતાં આત્મા દેહરૂપ થતો નથી. જડચેતનને તું એકરૂપ ન માનીશ. તે બન્નેનાં લક્ષણો જુદાં છે. રૂપ, રસ, ગંધ, શબ્દ અને સ્પર્શ વાળી સ્થુળ કે સૂક્ષ્મ આકૃતિઓ તે પુદ્ગલની બનેલી છે એમ સમજજે. વિકલ્પજાળ એ મનનો ધર્મ છે. ઇંદ્રિયો પણ પુદ્ગલનીજ આકૃતિઓ છે, એટલે આત્મા મનાતિત તથા ઇંદ્રિયાતિત છે. અતીંદ્રિય છે. જ્ઞાનવડે લોકાલોકનો પ્રકાશક છે માટે જ્ઞાનમય છે. રૂપાદિના આકાર વિનાનો હોવાથી અમૂર્ત્ત છે. શુદ્ધ ચેતનામય હોવાથી ચિન્માત્ર કહેવાય છે.

આનંદ! સંસારમાં શરીરમાં કે ભોગોમાં આશક્ત મૂર્છિત કે વાસીત થયેલા તારા અશુદ્ધ ઉપયોગને, આત્મ

જાગૃતિ વાળા શુદ્ધ ઉપયોગ વડે બદલાવી નાખીને જો તું શુદ્ધ ઉપયોગમાં રહીશ તો આ ચારે બાજુ વીંટાઇ વળેલી કર્મરૂપ વેલીઓ ક્ષણવારમાં સુકાઇને નિરસ થઈ ખરી પડશે.

## આત્મા દેહરૂપ દેવળમાં રહેલો છે.

આત્મા દેહરૂપિ આ દેવળમાં રહેલો છે છતાં દેહથી ભિન્ન હોવાથી દેહની માફક મૂર્તિમાન નથી. દેવળની માફક દેહ જડ હોવાથી આરાધવા યોગ્ય નથી પણ દેહમાં રહેલ દેવની માફક આત્મા આરાધવા યોગ્ય છે, દેહઆદિ અને અંતવાળું છે, આત્મા અનાદિ અનંત છે, દેહમાં જ્ઞાન નથી, દેહમાં રહેલ આત્મા લોકાલોકને પ્રકાશ કરી શકે તેવો છે. આત્મા પરમાત્મા સ્વરૂપ થાય છે.

દેહમાં રહેવા છતાં આત્મા દેહનો સ્પર્શ કરતો નથી. તેમ દેહ પણ આત્માને સ્પર્શી શકતો નથી.

આત્મસ્વરૂપ પ્રગટ કરવામાં સમભાવની જરૂર છે. જીવન, મરણ, લાભાલાભ. સુખ દુ:ખ, શત્રુ મિત્ર ઇત્યાદિ પરસ્પર વિરોધીભાવો સમભાવને અટકાવનારા છે, રાગદ્વેષ ઉત્પન્ન કરાવી આત્મજ્યોતિને ઢાંકી દેનારા છે, માટે તે અનુકુળ કે પ્રતિકુળ પ્રસંગોમાં સમભાવને ધારી રાખી, શુદ્ધઆત્માનું લક્ષ રાખી, તેમાં અભેદભાવે રહેવાથી નિર્વિકલ્પ સમાધિમાં પરમ આનંદનો અનુભવ થાય છે તે પરમાત્મ દશા છે. આ સ્થિતિમાં આત્મા, પરમાત્મ રૂપે થઈ રહે છે.

આનંદ! રાગદ્વેષ અને મોહનાં પરિણામો વડે ઉત્પન્ન કરાતાં કર્મોથી આત્મા બંધાઈને આવા દેહમાં વારવાર આવે છે છતાં આત્મા દેહરૂપ થતો નથી. અનંતકાળ ગયો અને જશે છતાં આત્મા તેતો આત્માજ રહેવાનો, અને પુદ્ગલ પરમાણું તે પરમાણુંજ રહેવાના. આ અપેક્ષાએ દેહમાંજ પરમાત્મા છે અને સ્વસંવેદન જ્ઞાનવડે તેનો અનુભવ કરવાનો છે.

## આંતર્ દૃષ્ટિથી આત્માને દેહમાં જુઓ.

નિશ્ચય દૃષ્ટિથી વિચારતાં આત્મા દેહથી રહિત છે છતાં આત્મ દૃષ્ટિવિનાના જીવોને તે દેહવાળો જણાય છે. દેહદૃષ્ટિ મૂકી દઇ આંતર દૃષ્ટિથી તું તેને જો, તો તે પરમાત્મ સ્વરૂપેજ દેખાશે. જેનાં આંતર નેત્રો ખુલ્યાં છે તેઓ ઉપરના આકારની નીચે રહેલી વસ્તુને તેના ખરા સ્વરૂપમાં જોઇ શકે છે. જો આ ડાંગર. ઉપરથી જોનારને તેનાં છોડાં–ફોતરાં સિવાય બીજું શું દેખાય છે? કાંઈજ નહિં. પણ તેના અંતરૂમાં દૃષ્ટિઆપી જોતા જુદારૂપેજ તે દેખાય છે. તે ફોતરાંની નીચે ચોખા છે. અથવા આ મહેલની સુંદર ભીંત જો. કેવા સુંદર આકારમાં વિવિધ પ્રકારના રંગનો શણગાર સજીને મોહ ઉપજાવી રહી છે, જોનારનું ધ્યાન પોતા તરફ ખેંચી રહી છે પણ તે ઉપરનો રંગ કે ચુનાનો પડદો ઉપાડીને તેની પાછળ ઉંડાણમાં

અંદર જો. હવે શું દેખાય છે? માટી, ઈંટો, પથ્થર, ચુનો. આજ પ્રમાણે આંતર્ દૃષ્ટિ કરીને દેહની અંદર રહેલા આત્માને તેના ખરા સ્વરૂપમાં જડચેતનના ભેદ જ્ઞાનીઓ જોઈ શકે છે. વીતરાગ ભાવવાળી સમાધિમાં સ્થિરતા કરીને આત્માનો પરમાત્મ સ્વરૂપે અનુભવ કરે છે.

આનંદ! આ વિશાળ આકાશમાં નક્ષત્રો જેમ પ્રકાશી રહેલાં છે તેમ આત્માના પૂર્ણજ્ઞાનમાં આ વિશ્વ દેખાય છે. જેમ દર્પણ આદિમાં સૂર્યનું બિંબ પ્રતિબિંબિત થાય છે તેમ તે પરમાત્માના કેવળજ્ઞાનમાં આ જગત્‌બિંબિત થયેલું ભાસે છે. આ પરમાત્માની સ્થિતિ છે. યોગીઓ નિર્વિકલ્પ સમાધિમાં રહીને પરમાત્માના નિરવધિ જ્ઞાનનો અનુભવ મેળવે છે.

## આત્મા કર્મ વડે વિશ્વ ઉત્પન્ન કરે છે.

આનંદ! આત્મા અનંત શક્તિ ધરાવે છે. મૂળ દ્રવ્યની અપેક્ષાએ સત્તામાં શુદ્ધ છે છતાં અનાદિ કાળના પ્રવાહમાં પોતાનું ભાન ભૂલીને તે જ્ઞાનાવરણ આદિ કર્મબંધનથી બંધાયેલો કે ઢંકાયેલો હોવાથી તે જ્ઞાનાવરણ આદિ કર્મહેતુને લઈને આ ચરાચર વિશ્વને ઉત્પન્ન કરે છે. વિવિધ આકારમાં ગોઠવે છે. કર્ત્તા ભોક્તા બને છે અને પોતાનાં સામર્થ્યના પ્રમાણમાં જગતનો કર્ત્તા અને સંહાર કરનાર પણ બને છે. વીતરાગ નિર્વિકલ્પ સહજ આનંદને

ન પામતાં વિભાવ દશામાં રહેવાથી તે ત્રસપણે પોતાને બનાવે છે. કોઈ વખતે સ્થાવર રૂપે બને છે. સ્ત્રી, પુરૂષ વિગેરેનાં શરીરો ધારણ કરે છે. આમ વિભાવ દશામાં તે તે રૂપે જગત્‌નો કર્ત્તા તે બને છે.

## સૃષ્ટિનો સંહારક આત્મા છે.

જ્યારે આત્મા પોતાના ખરા સ્વરૂપને પોતાની મેળે કે કોઇ જ્ઞાની ગુરૂની પાસેથી જાણે છે ત્યારે આ વિભાવ દશાની પ્રવૃત્તિને અટકાવીને, રાગાદિ વિકલ્પની જાળને તોડીને, પોતાના સહજ સ્વરૂપવાળી નિર્વિકલ્પ સમાધિમાં પ્રવેશ કરે છે ત્યારે પૂર્વે અજ્ઞાન દશામાં ઉત્પન્ન કરેલી સૃષ્ટિનો સંહાર કરે છે. પોતે બનાવેલાં અને પોતાનાં માનેલાં રૂપો વિખેરી નાખે છે આ વખતે તે સૃષ્ટિનો સંહાર કર્ત્તા કહેવાય છે, એટલે આત્માજ અજ્ઞાન દશામાં પોત પોતાની સૃષ્ટિનો કર્ત્તા થાય છે અને સહજ સ્વરૂપદશામાં પોત પોતાની સૃષ્ટિનો સંહાર કરનાર બને છે.

આનંદ! આ પરમાત્માના કેવલજ્ઞાનની અંદર જાણવા રૂપે જગત્ રહેલું છે તથા જગત્‌ની અંદર તે જ્ઞાતારૂપે ભગવાન્ આત્મા રહેલો છે. જેમ આંખો રૂપને જુવે છે છતાં રૂપની સાથે તન્મય થતી નથી; રૂપથી જુદીજ રહે છે, તેમ જગત્‌માં નિવાસ કરવા છતાં આત્માપણુ તાત્ત્વિક દૃષ્ટિએ જગત્‌નીસાથે તન્મય થતો નથી. પરમાત્મા

આ દેહમાં રહેલે છે તે છતાં નિર્વિકલ્પ સમાધિરૂપ તપવિના મોટા મહાત્માઓ પણ જાણી શક્યા નથી.

### આત્મા અમર છે.

**આનંદ**! આ આત્માનો નાશ થતો નથી, છતાં સોનાની માફક તેના પર્યાયો પલટાયા કરે છે. સોનાના વિવિધ પ્રકારના ઘાટ બનાવવામાં આવે, છતાં તે દરેક ઘાટમાં સોના સિવાય બીજું કાંઇ દેખવામાં આવતું નથી. આ આકૃતિઓમાં ફેરફાર દેખાય છે પણ તે આકૃતિઓ સોનાનીજ હોવાથી પાછી સોનામાંજ લય પામી જાય છે તેમ આત્મામાં પરિણમન ધર્મ હોવાથી વિવિધ પ્રકારના ઉપયોગ રૂપે તે પરિણમે છે, છતાં તે ઉપયોગમાં પણ આત્માજ ભરપુર જણાઇ આવે છે. જેમ કોઇ મનુષ્ય કોઈ વખત સ્થિર રહેલો હોય અને કોઈ વખત તે ચાલવા પ્રમુખ ગતિમાં મૂકાયેલો હોય છે છતાં સ્થિર અને ગતિના બન્ને પ્રસંગમાં તે મનુષ્યજ છે, તેમ આત્મા કોઇ વખત નિર્વિકલ્પ ઉપયોગવાળી સ્થિતિમાં હોય છે તો કોઇ વખત વસ્તુના બોધ માટે તે તે આકારે પરિણમેલો હોય છે, એમ સાકાર અને નિરાકાર બન્ને સ્થળે આત્માજ છે, છતાં સાકાર ઉપયોગ તે મૂળ સ્વરૂપ આત્માની ગતિ હોવાથી તેમ તે ગતિમાંથી નિવૃત્ત થવાપણું હોવાથી સ્વરૂપ સ્થિરતાની અપેક્ષાએ આ પર્યાયોને અનિત્ય કહેવામાં આવે છે

એટલે પર્યાયની અપેક્ષાએ આત્મામાં ઉત્પત્તિ અને નાશ કહેવામાં આવે છે. મૂળદ્રવ્યની અપેક્ષાએ અમર, નિત્ય કહેવામાં આવે છે. આ ઉત્પત્તિ, સ્થિતિ અને નાશનો અનુભવ જેને થાય છે તે પરમાત્મા છે.

## આત્મા અતીંદ્રિય છે.

**આનંદ !** તાત્ત્વિક દૃષ્ટિએ આત્મા અતીંદ્રિય છે. ઈંદ્રિયોમાં જ્ઞાન નથી, ઇંદ્રિયોને પણ જાણનાર આત્મા છે. વ્યવહાર દૃષ્ટિએ આત્મા દેહમાં રહેલો છે, તે દેહમાં ઇંદ્રિયો રહેલી છે, તે ઇંદ્રિયો આત્માના પ્રકાશની મદદથી પોતપોતાના વિષયોમાં પ્રવૃત્તિ કરે છે, તેજ ઇંદ્રિયોનો સમુદાય આત્મા ભવાંતરમાં જવા પછી ઉજડ થઇ જાય છે, પોતપોતાના વિષયોમાં તેની પ્રવૃત્તિ અટકી જાય છે, એ ઉપરથી જાણી શકાય છે કે ઇંદ્રિયોમાં જ્ઞાન ગુણ નથી. અતીંદ્રિયના આનંદવાળી સમાધિમાં રહેવાથી તે ઇંદ્રિયોને પણ મદદ કરનાર પરમાત્માનો અનુભવ થાય છે.

**આનંદ !** ઇંદ્રિયો જડ હોવાથી તે આત્માને જાણી શકતી નથી. આત્મા અનાદિ કર્મ બંધનના કારણે વ્યવહારે ઇંદ્રિયોવાળું શરીર ધારણ કરી ઇંદ્રિયોના જ્ઞાનની સાથે પરિણમી ઇંદ્રિયોના વિષયોને જાણે છે. આત્મા વિતરાગ ભાવના નિર્વિકલ્પ સ્વસંવેદન જ્ઞાનનો વિષય હોવાથી જડ ઇંદ્રિયો આત્માને જાણવાને સમર્થ નથી. ઇંદ્રિયોમાં જે કાંઇ

સચેતનપણું રહેલું દેખાય છે તે આત્માનેજ આભારી છે. ઇંદ્રિયોને જાણનાર આત્મા તેજ તત્ત્વ દૃષ્ટિએ પરમાત્મા છે.

આનંદ! ચિદાનંદ શુદ્ધસ્વભાવ આત્માને પરમાર્થ દૃષ્ટિએ બંધ કે સંસાર કાંઇ નથી. વ્યવહાર દૃષ્ટિએ પ્રકૃતિ, સ્થિતિ, રસ અને પ્રદેશરૂપ બંધ છે, અને ચાર ગતિમાં પરિભ્રમણ કરવારૂપ સંસારપણુ છે, આ બંધ અને સંસાર બન્નેને જાણનાર જે છે તે પરમાત્મા છે.

આનંદ! આત્મા વ્યવહારે બધા જાણવા યોગ્ય પદાર્થને જાણે છે. પરમાર્થ દૃષ્ટિએ પોતપોતાના સ્વરૂપમાં રહે છે. આ પરમાત્માના સ્વરૂપમાં આ વિશ્વરૂપ જ્ઞેય પદાર્થો પ્રતિબંબિત થાય છે. જ્ઞાતા આત્મામાં આ જ્ઞેયરૂપ વિશ્વ જ્ઞેયાકારે પરિણમે છે. જેમ બાળવા લાયક પદાર્થના અભાવે અગ્નિ ત્યાંજ અટકી જાય છે, આગળ વધતી નથી તેમ મુક્ત આત્માનું જ્ઞાન જ્ઞેયના અભાવે પાછું વળી સ્વરૂપમાં રહે છે.

## સ્વરૂપના પ્રતિબંધક કર્મો છે.

આનંદ! વ્યવહાર નયે શુદ્ધ આત્મસ્વરૂપ પ્રગટ થવા ન દેવામાં પ્રતિબંધક કર્મો છે, તે કર્મો સુખદુઃખાદિ ઉત્પન્ન કરે છે. વ્યવહાર નયે મિથ્યાત્વાદિ નિમિત્તો પામીને આત્મા કર્મોનો સંગ્રહ કરે છે પણ શુદ્ધ નિશ્ચયનયની અપેક્ષાએ કર્મો આત્માના જ્ઞાનાદિ ગુણોનો નાશ કરી શકતાં નથી, તેમજ આત્મામાં નવીન જ્ઞાનાદિનો વધારો

પણ કરી શકતાં નથી. આત્માનું સ્વરૂપ આત્મામાં છે અને પુદ્‌ગલોનો સ્વભાવ પુદ્‌ગલોમાં છે. તાત્ત્વિક રીતે જડ ચૈતન્યમાં કાંઈ ફેરફાર થતો નથી. બન્ને પોતપોતાના સ્વરૂપનો કોઈ વખત ત્યાગ કરતા નથી, તેમજ અન્યોઅન્ય એક બીજાનો સ્વભાવ ગ્રહણ પણ કરી શકતાં નથી.

## આત્મા સર્વ વ્યાપક છે.

આનંદ! વીતરાગ નિર્વિકલ્પ સમાધિમાં રહીને આત્મા ઉપરના કર્મનાં આવરણો દૂર કર્યા પછી તે આત્મા કેવલજ્ઞાન વડે લોકાલોક રૂપ આ વિશ્વને જાણે છે. જોવે છે. આ અપેક્ષાએ આત્માને સર્વગત–સર્વ વ્યાપક કહેવામાં આવે છે. જેમ દેહમાં રહેલાં નેત્રો પોતાથી દૂર રહેલા પદાર્થોને જોઈ શકે છે તેમ આત્મા દેહમાં રહીને કેવળજ્ઞાન વડે આ વિશ્વને જાણે છે, આત્મપ્રદેશની અપેક્ષાએ તે દેહમાં રહેલો હોવાથી સર્વ વ્યાપક નથી.

જેમ આત્મા પોતે પોતાને તન્મયપણે અનુભવે છે, જાણે છે, તેવી રીતે તન્મય થઈને પરદ્રવ્યને જાણતો નથી. તે માટેજ પૂર્વે કહેવામાં આવ્યું છે કે આત્મા વ્યવહારે લોકાલોકને જાણે છે; અને નિશ્ચયથી પોતેપોતાને જાણે છે. જો નિશ્ચયથી આત્મ દ્રવ્યની માફક તન્મય થઈ પર દ્રવ્યને જાણે અનુભવે તો અન્યના કરેલા રાગદ્વેષ સુખ દુઃખાદિના જ્ઞાનથી આત્મા પણ રાગીદ્વેષી સુખી દુઃખી થવો જોઈએ

પણ તેમ તો થતું નથી માટેજ જ્ઞાનની અપેક્ષાએ બધા દ્રવ્યને જાણતો હોવાથી આત્મા સર્વ વ્યાપક છે.

## સ્વરૂપમાં ઇંદ્રિયજનિત કર્ત્તા ભોક્તાનું જ્ઞાન નથી.

આનંદ ! પોતાના સ્વરૂપમાં સ્થિર થતાં આત્માનું ઇંદ્રિય જનીત કર્ત્તા ભોક્તાપણાનું જ્ઞાન તે વખતે રહેતું નથી. ઇંદ્રિયોથી ઉત્પન્ન થતું નવીન જ્ઞાન પણ તે વખતે હોતું નથી. નિર્વિકલ્પ સમાધિના વખતે સ્વસંવેદન જ્ઞાનમાં લીનતા હોવાથી તે વખતે ઇંદ્રિય જન્ય જ્ઞાનમાં ઉપયોગ ન હોય, તે પ્રસંગે સ્વસ્વરૂપમાંજ ઉપયોગ હોય છે. સાંખ્યો આત્માને જડ કહે છે, તે વાત આ અપેક્ષાવિના સાચી ઠરતી નથી. કેમકે આત્મા સ્વરૂપમાં હોય છે ત્યારે મન તથા ઇંદ્રિયોને તેનો પ્રકાશ મળતો નથી, બીજા શબ્દોમાં કહીએ તો આત્મા મન તથા ઇંદ્રીયો દ્વારા ગતિમાં મૂકાતો નથી, ત્યારે બીજાઓને તે જડ જેવો લાગે છે પણ ખરી રીતે તે વખતે બધી શક્તિઓ તેના પૂર્ણ સ્વરૂપમાં વિ- કાશ પામેલી હોય છે, ફક્ત તે વખતે તેનો તે ઉપયોગ કરતો નથી.

## આત્મા દેહ પ્રમાણે છે.

આનંદ ! શરીરનામકર્મને ધારણ કરનારો સંસારી દેહ- ધારી આત્મા સંકોચ વિકાશના કારણભૂત શરીર નામકર્મને લઇને નાનો મોટો થતો જોવામાં આવે છે. તેજ આત્મા

મુક્ત અવસ્થામાં સંકોચ પામવાના કે વિકાશ થવાના કારણરૂપ કર્મોનો અભાવ હોવાથી વૃદ્ધિ હાનિ પામતો નથી. શરીરનામકર્મની અપેક્ષાએ આત્મા દેહ પ્રમાણે છે. જ્ઞાનની અપેક્ષાએ વિશ્વવ્યાપી છે. મુક્ત અવસ્થામાં છેલ્લા શરીરના ત્રણ ભાગ પ્રમાણે આત્મપ્રદેશના ઘનરૂપે રહે છે. કોઇ કહે છે કે દીવાના પ્રકાશને રોકનાર આવરણ ન હોવાથી જેમ દીવાનો પ્રકાશ ઘરમાં વ્યાપી રહે છે તેમ આત્મા ઉપર કર્મનાં આવરણો ન હોવાથી તે વિશ્વમાં કેમ વ્યાપિ ન રહે? તેમ કહેનારાઓએ જાણવું જોઇએ કે દીપકના પ્રકાશમાં વિસ્તાર પામવાનો સ્વભાવ સ્વભાવથીજ છે પણ કોઇ નિમિત્તને ઉદ્દેશીને તે બનેલ નથી. કોઇ વાસણ પ્રમુખ ઉપર ઢાંકવાથી કે ભીંત પ્રમુખ કોઇ પદાર્થ આડે મૂકવાથી તેનો ઢંકાયેલો કે અટકેલો પ્રકાશ તે તે આવરણો દૂર થતાં તે પ્રકાશનો વિસ્તાર થવો સંભવિત છે પણ આત્મા તો અનાદિ કર્મોથી અવરાયેલો હોવાના કારણે પ્રથમ સ્વભાવથીજ વિસ્તારવાળો નથી. આ દેખાતો ઉપસંહાર કે વિસ્તાર સંકોચ અને વિકાશ તે તો શરીરનામ કર્મથી ઉત્પન્ન થયેલ છે. જેમ સુકાયેલાં માટીનાં વાસણમાં કારણના અભાવે વૃદ્ધિ હાની થતી નથી તેમ છેલ્લા શરીરના પ્રમાણમાં મોક્ષમાં વૃદ્ધિ હાનિ વિનાનો તે શુદ્ધ આત્મા રહે છે. મુક્ત અવસ્થામાં શરીર તો હોતું નથી એટલે છેલ્લા

શરીરમાં રહેલા પોકળ આકાશના ભાગને ત્યાગ કરીને ઘનરૂપ આત્મપ્રદેશો રહે છે.

## આત્મા શૂન્ય નથી.

આનંદ! કેટલાક સંપ્રદાયવાળા આત્માને શૂન્ય માને છે. આ શૂન્યતામાં જે તેઓની દલીલ હું બતાવું છું તે અપેક્ષાવાળી હોય તો તો ઠીક છે, નહિંતર હું અનુભવથી કહું છું કે આત્મામાં શૂન્યતા નથી. તાત્વિક નિશ્ચય દૃષ્ટિએ જ્ઞાનાવરણાદિ આઠ કર્મો અને ઇંદ્રિયાદિ દશ પ્રાણો આત્મામાં નથી. સંસારી જીવોમાં શક્તિરૂપે આ વિભાવ પરિણામ નથી અને મુક્ત આત્મામાં વ્યક્ત-પ્રગટપણે વિભાવ પરિણામ નથી. આ અપેક્ષાએ આત્મામાં શૂન્યપણું છે પણ અનંતજ્ઞાનાદિ ગુણનું શૂન્યપણું નથી, તો જેઓ મુક્ત સ્થિતિમાં ગુણના ઉચ્છેદરૂપ શૂન્યપણું કહે છે તેઓ જો સત્વ, રજસ અને તમોગુણનું શુદ્ધ આત્મામાં શૂન્યપણું કહેતા હોય તો તે યોગ્ય છે પણ તેઓ જો જ્ઞાતા, દૃષ્ટારૂપ આત્માના શુદ્ધ ધર્મ યા સ્વભાવના નાશરૂપ શૂન્ય પણું કહેતા હોય તો તે વાત માનવા યોગ્ય નથી.

## આત્માની ઉત્પત્તિ નથી, આત્મા ઉત્પન્ન કરતો નથી.

આનંદ! આત્માને કોઇએ ઉત્પન્ન કર્યો નથી, તેમજ આત્મા પણ કોઇ દ્રવ્યને ઉત્પન્ન કરતો નથી. ઉત્પન્ન થતો ન હોવાથી મૂળ દ્રવ્યની અપેક્ષાએ આત્મા શાશ્વત

છે નિત્ય છે. પર્યાયો ઉત્પન્ન થાય છે તો તેનો નાશ પણ થાય છે તે અપેક્ષાએ આત્મા અનિત્ય નાશવંત છે. શુદ્ધ આત્મબોધની જાગૃતિ ન હોય ત્યારે આ સંસારી આત્મા-કર્મો ઉપાર્જન કરે છે, તે કર્મોનો કર્ત્તા ભોકતા થઇને વ્યવહાર નયે અમુક અમુક ગતિમાં પોતે ઉત્પન્ન થાય છે. દેવ, મનુષ્ય, તિર્યંચ અને નારક આદિના શરીરમાં લાવી મૂકે છે. ત્યાં પણ આત્મબોધના અભાવે પુદ્‌ગલોમાં ઇષ્ટાનિષ્ટ વિષયોમાં રાગદ્વેષ અને હર્ષશોક કરીને નવીન કર્મો ઉપાર્જન કરે છે. જ્યાં સુધી આત્મબોધ ન થાય, સ્વરૂપ તરફ આત્મા વળે નહિં ત્યાં સુધી આવી કર્મબંધની પરંપરા ચાલુ રહે છે. શુદ્ધ નિશ્ચય દૃષ્ટિએ વિચારતાં શક્તિરૂપે કર્મોજ કર્ત્તારૂપે થઇને કર્મોના પરમાણુંનો સંચય કરે છે અને દેવ, મનુષ્ય, તિર્યંચ, નારકી આદિ પર્યાયોવાળાં શરીરો બનાવે છે. આત્મા આ નિશ્ચય દૃષ્ટિએ કર્મ, શરીરાદિ ઉત્પન્ન કરતો નથી પણ જ્ઞાતા દૃષ્ટારૂપે રહે છે.

## દ્રવ્ય, ગુણ, પર્યાય.

આનંદ! ગુણ અને પર્યાય સહિત હોય તેને દ્રવ્ય કહે છે. દ્રવ્યની સાથેજ ઉત્પન્ન થયેલ હોય અને સદા સાથે જ હોય તેને ગુણ કહે છે. જે અનુક્રમે પાછળથી ઉત્પન્ન થાય તેને પર્યાય કહે છે. જ્ઞાન દર્શન આદિ આત્મદ્રવ્યના ગુણો છે. ગુણો બે પ્રકારના છે, એક સ્વભાવ ગુણ, બીજો

વિભાવ ગુણ. કેવલજ્ઞાન .એ આત્માનો અસાધારણ સ્વભાવ ગુણ છે. મતિજ્ઞાન શ્રુતજ્ઞાનાદિ આત્માના વિભાવગુણ છે. સિદ્ધપણું એ આત્માનો સ્વભાવ પર્યાય છે, ષટ્ગુણ હાની વૃદ્ધિ તે આત્માના પર્યાય છે. વારંવાર ઉપયોગનું પલટાવાપણું તે આત્માના પર્યાય છે. આત્મા દ્રવ્ય છે, ગુણ અને પર્યાયો તેમાં રહે છે અને થાય છે. સવિકલ્પ તે જ્ઞાન, અને નિર્વિકલ્પ તે દર્શન. આ બન્ને આત્માના ગુણ છે. વિવિધ પરિણામ તે પર્યાયો છે. પાંચ જ્ઞાન અને ત્રણ અજ્ઞાન એમ આઠ જ્ઞાન છે, તેમાં કેવળ જ્ઞાન તે અખંડ અને શુદ્ધ છે. અને બાકીનાં મતિ આદિ સાત જ્ઞાન છે તે ખંડ જ્ઞાન છે તથા અશુદ્ધ છે. મતિ આદિ ચાર જ્ઞાન તે તે સમ્યક્ જ્ઞાન છે બાકીનાં ત્રણ મિથ્યા જ્ઞાન છે. જેનું બીજું નામ અજ્ઞાન પણ છે. દર્શન ચાર છે તેમાં કેવળ દર્શન તે અખંડ અને શુદ્ધ છે. બાકી ચક્ષુદર્શન, અચક્ષુદર્શન, અને અવધિદર્શન તે અપૂર્ણ અને અશુદ્ધ છે. આઠ કર્મનાં નિમિત્તને લઇને ઉત્પન્ન થતા વિવિધ પરિણામો, કે લાગણીઓ તે સર્વ પર્યાય છે. રાગ દ્વેષવાળી પરિણતિમાં સર્વ પરિણામોનો સમાવેશ થાય છે. દેવ નારકી મનુષ્ય પશુ આદિ આત્માના વિભાવ પર્યાય કહેવાય છે.

પુદ્ગલ જડ દ્રવ્યમાં પણ સ્વભાવ અને વિભાવ ગુણ પર્યાયો રહેલા છે, પુદ્ગલ એ દ્રવ્ય છે તે પુદ્ગલમાં રહેલા વર્ણ, રૂપ, રસ, ગંધ, સ્પર્શ એ પુદ્ગલ દ્રવ્યના સ્વભાવિક

ગુણો છે. ષટ્ ગુણની હાની વૃદ્ધિ તે પુદ્ગલના સ્વભાવ પર્યાય છે. કેવળ પરમાણું રૂપે પુદ્ગલનું બની રહેવું તે પણ પુદ્ગલનો સ્વભાવ પર્યાય છે. પુદ્ગલોનું વર્ણાંતરરૂપે પરિણમવું તે પણ તેના સ્વભાવ ગુણ છે.

બે પરમાણુથી લઇને અનેક અણુઓ એકઠા મળી સ્કંધરૂપે થાય તે વિભાવ પર્યાય છે. તે સ્કંધમાં જે વર્ણાદિ રહેલા છે તે વિભાવ ગુણ પુદ્ગલના છે. ઘટાકાશ મઠાકાશ ઇત્યાદિ ઉપચાર વડે કહેવાય તે વિભાવ પર્યાય છે.

---

## પ્રકરણ પાંચમું.

---

### જીવ અને કર્મનો સંબંધ

આનંદ ! જીવ અને કર્મનો સંબંધ અનાદિથી છે. જીવે કર્મો ઉત્પન્ન કર્યાં નથી, તેમ કર્મે જીવ ઉત્પન્ન કર્યો નથી. જીવ અને કર્મ બન્ને અનાદિ છે, આ મૂળ દ્રવ્યની અપેક્ષાએ વાત થઇ. પર્યાયની પરંપરાએ વ્યવહાર માર્ગે વિચાર કરતાં તો એમજ જણાશે કે જેમ બીજથી વૃક્ષ થાય છે અને વૃક્ષમાંથી બીજ પ્રગટે છે આવીજ રીતે જીવ અને કર્મનો સંબંધ રહેલો છે. શુદ્ધ આત્મ તત્ત્વની દૃષ્ટિએ વિચાર કરતાં તો, વિશુદ્ધ જ્ઞાન દર્શન સ્વભાવવાળા જીવે કર્મ ઉત્પન્ન કર્યાં નથી, તેમજ જડ સ્વભાવવાળા કર્મે જીવ

ઉત્પન્ન કર્યો નથી, કેમકે બન્ને જીવ અને કર્મ અનાદિ છે. નિશ્ચય દૃષ્ટિએ આત્મા વીતરાગ ચિદાનંદ સ્વભાવવાળો છે, એટલે આ સ્થિતિમાં તેને શુભાશુભ પુન્યપાપ રૂપ કર્મ બંધન નથી, વ્યવહાર દૃષ્ટિએ આ જીવ મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને યોગરૂપ કર્મબંધનના હેતુ પામીને વિવિધ પ્રકારના ભાવવાળા—લાગણીવાળા વિકલ્પ જ્ઞાનમાં પરિણમે છે અને તેજ કારણથી પુન્ય પાપરૂપ શુભાશુભ કર્મનો સંબંધ આત્માને થાય છે.

## કર્મના ભેદો

કર્મોવડે અવરાયેલો—દબાએલો આત્મા પોતાના ખરા સ્વભાવને પ્રગટ નથી કરી શકતો. આત્મામાં અનંતશક્તિ છે પણ તે શક્તિ આ કર્મનાં આવરણો દૂર થવાથી તેના ખરા સ્વરૂપમાં પ્રગટી નીકળે છે. કર્મો આઠ પ્રકારનાં છે. જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, વેદનીય, મોહનીય, આયુષ્ય, નામ, ગોત્ર અને અંતરાય, આ આઠ કર્મો આત્માના વિભાવ પર્યાય છે.

વિશ્વમાં લોક અને અલોકનો સમાવેશ થાય છે એ વિશ્વમાં, અને ભૂત ભવિષ્ય અને વર્ત્તમાન ત્રણ કાળ કહેવાય છે તે ત્રણ કાળમાં રહેલા પદાર્થોને વિશેષ પ્રકારે એકી વખતે જાણવાનો ધર્મ આત્માનો છે, આત્માનો પૂર્ણ સ્વભાવ પ્રગટે છે ત્યારે સત્તામાં રહેલી આ શક્તિ તેનામાં પ્રગટે છે

તે આત્માની જ્ઞાતાપણાની શક્તિને દબાવી દેનાર કર્મને જ્ઞાનાવરણીય કર્મ કહે છે. ૧

ઉપર કહેલા ત્રણ કાળમાં રહેલા સર્વ પદાર્થોને સામાન્ય પણે જોવાની દષ્ટાપણાની શકિત આત્માની છે. તે શક્તિને દબાવી દેનાર કર્મ તે દર્શનાવરણીય કર્મ છે. ૨

કોઈ પણ પ્રકારની બાધા પીડા વિના, સદા સુખ શાંતિમાં રહેવાની આત્માની અવ્યાબાધ શકિતને દબાવીને વ્યવહારનાં પુદ્ગલિક સુખ દુઃખને આપનાર વેદનીય કર્મ છે. ૩

આત્માની અખંડ જાગૃતિ અને આનંદમય સ્થિતીને દબાવીને વિષય કષાયમાં પરાધિન કરનાર, આત્મભાન ભૂલાવનાર કર્મ તે મોહનીય કર્મ છે. ૪

આત્માની અતીંદ્રિય સ્થિતિ કે જેને અરૂપિપણુ કહે છે તે શકિતને દબાવીને વિવિધ પ્રકારનાં દેહને લગતાં નામો ધારણ કરાવનાર કર્મ તે નામકર્મ છે.

આત્માની અગુરૂલઘુશક્તિ જે હળવા નહીં તેમ ભારે પણ નહિં તેને દબાવીને વિવિધ પ્રકારનાં ઉચ્ચ નીચ ગોત્રમાં જન્મો અપાવનાર કર્મને ગોત્ર કર્મ કહે છે. ૬

આત્માની આત્મસ્વરૂપમાં રહેવાની સ્થિતિને, અમુક

મર્યાદિત સ્થિતિવાળા દેહમાં, નર, દેવ, તિર્યંચ, નારકાદિ ગતિમાં ફેરવનાર કર્મને આયુષ્ય કર્મ કહે છે. ૭

આત્માની અનંત વીર્યતાવાળી શક્તિને દબાવીને પુદ્ગલિક વસ્તુની પણ યોગ્ય પ્રાપ્તિને અટકાવનાર અને તેનો યોગ્ય ઉપભોગ ન કરવા દેનાર કર્મ તે અંતરાય કર્મ છે. ૮

આ આઠ કર્મના ભેદો છે તેના પેટા ભેદો એકસો અઠાવન છે. આ કર્મો આંતરજ્ઞાન ક્રિયાના બળથી દૂર થતાં આત્મા પોતાના ખરા સ્વરૂપે પ્રકાશે છે. આત્માની અનંત શકિતઓ જે સત્તારૂપે આગળ હતી તે આ સ્થિતિમાં પ્રગટ થાય છે. આ સ્થિતિમાં રહેલા આત્માને સિદ્ધ પરમાત્મા કહેવામાં આવે છે.

## કર્મ ગ્રહણ કરતાં આત્માના પરિણામ.

આનંદ! આત્મા જ્યારે વિષય કષાયમાં આશક્ત થાય છે, પોતાના સ્વભાવનું ભાન ભૂલી મોહ કર્મના ઉદયમાં પરિણમે છે તે વખતે જેમ તેલથી ચિકણા થયેલ વસ્ત્રની સાથે અથવા વાસણની સાથે ઉડતી ધુડ ચોટે છે, તેમ કર્મની વર્ગણાને લાયક સૂક્ષ્મ પરમાણુનો મળેલો ભાગ આત્માની સાથે જોડાય છે. રાગ દ્વેષના પરિણામે પરિણમેલા આત્મામાં લોહચુંબકના જેવી શક્તિ પ્રગટે છે, જેમ લોહચુંબકની

ખેંચવાની શક્તિને લઈને લોહું તેના તરફ આકર્ષાય છે; તેમ રાગ દ્વેષની શક્તિથી કર્મ વર્ગણાને લાયકના પરમાણુઓનો જથ્થો આત્મા તરફ ખેંચાય છે, આત્માની સાથે જોડાય છે અને તેજ જ્ઞાનાવરણાદિ આઠ કર્મરૂપે પરિણમે છે. જીવને મનુષ્યાદિ ચાર ગતિમાં ઉત્પન્ન થતાં સર્વ દુ:ખો તે આ કર્મનેજ આભારી છે.

## નિશ્ચય દૃષ્ટિએ કર્મ કર્ત્તા છે.

આનંદ ! નિશ્ચયતાવાળી તાત્ત્વિક દૃષ્ટિએ તપાસતાં કર્મોજ કર્ત્તારૂપ થઈને બંધ તથા મોક્ષ કરે છે. કેમકે પરમાણુ પોતાના સજાતિય પરમાણુ સાથે સંબંધમાં આવી વધારો કરે છે અને વિજાતિય પરમાણુ મળતાં તે પાછાં વિખરાઇ જાય છે, આત્મા તો આ બન્ને પ્રસંગોને જોનાર તથા જાણુનાર છે, તેમાં કાંઇ આવ્યું નથી અને ગયું પણુ નથી. પોતાના સ્વરૂપમાં તેણે કાંઈ ફેરફાર કર્યો નથી, એટલે આત્મા બંધ કે મોક્ષના સ્વરૂપને કાંઈ બનાવતો નથી. પરમાણુના સ્કંધો મળ્યા હતા તેને બંધ કહ્યો. તેજ પરમાણુઓનો જથ્થો વિંખરાઇ ગયો તેને મોક્ષ કહ્યો. આ બન્ને સ્થિતિઓ કર્મનાં પરમાણુમાંથી બની હોવાથી તાત્ત્વિક દૃષ્ટિએ કર્મોજ કર્ત્તા છે. વ્યવહારની દૃષ્ટિએ વિચાર કરતાં કર્મોનો દ્રવ્ય બંધ તથા ભાવ બંધ આત્મા કરે છે. વિભાવદશામાં પરિણુમવારૂપ શક્તિ આત્માની છે, આશ-

ક્તિને લઇને કર્મનાં દ્રવ્ય અણુઓ આવે છે. કર્મનાં અણુઓ ખેંચાઇ આવે એવી શક્તિએ પરિણમવું અને તેમ પરિણમવાથી કર્મ દ્રવ્યોનું આત્મા તરફ આવી આવરણરૂપે સંબંધિત થવું, આ ભાવ તથા દ્રવ્ય કર્મોનો કર્ત્તા આ અપેક્ષાએ આત્માજ ઠરે છે. આજ દૃષ્ટિએ આત્માનો દ્રવ્ય મોક્ષ તે કર્મ પરમાણુથી છુટા થવાપણું અને ભાવ મોક્ષ કે તે પરમાણું વિખરાઇ જાય તેવા સ્વરૂપે પરિણમવું આ બન્ને બાબતોમાં આત્માની વ્યવહારૂ પ્રવૃત્તિ હોવાથી મોક્ષનો કર્ત્તા આત્મા છે. શુદ્ધ નિશ્ચય દૃષ્ટિએ આત્મા પોતાના સ્વરૂપમાં પારણમી રહેવા ઉપરાંત કાંઈ કરતો નથી, તે શુદ્ધ સ્વભાવમાં રહેવાથી સ્વભાવિક રીતેજ કર્મનાં પરમાણુઓ વિખરાઈ જતાં હોવાથી બંધ મોક્ષ કરનાર કર્મોજ ઠરે છે. આત્મા તો પોતાના જ્ઞાતા દૃષ્ટા સ્વભાવ પ્રમાણે તે સર્વને જાણે છે જુવે છે. અશુદ્ધ નિશ્ચયવાળી વ્યવહાર દૃષ્ટિએ વિચાર કરતાં પૂર્વની માફક આત્માની તેવા તેવા પારણામે પરિણમવાની શક્તિ વડે સુખ દુઃખ થતાં હોવાથી આત્મા સુખદુઃખનો કર્ત્તા છે. આત્માની રાગદ્વેષ વિના જોવા જાણવાની સ્થિતિ, વીતરાગ નિર્વિકલ્પ સમાધિમાં રહી દૃઢતા મેળવવાથી લાંબો વખત ટકી શકે છે. આ સ્થિતિમાં રહેવા પ્રયત્ન કરવાની જરૂર છે.

## આત્મા અનંત વીર્યવાન્ છે.

આનંદ! આત્મા અનંત વીર્યવાન્ છે. તેણે પોતાની

શકિત વાપરીને શુભાશુભ કર્મની બેડીઓ તોડી નાખવી જોઈએ. કર્મની બેડીમાં ઝકડાયેલો આત્મા પાંગળા જેવો થઈ રહ્યો છે. પશુઓની માફક કર્મો જ્યાં દોરે ત્યાં પરાધિનપણે ભ્રમણ કર્યા કરે છે; છતાં આત્મા તે આત્માજ, અને પર તે પરજ. આત્માનો કેવળજ્ઞાનાદિ સ્વભાવ નાશ પામતો નથી. તેમજ કામ ક્રોધાદિ વિભાવ સ્વભાવ તે છેવટે વિભાવ હોવાથી દૂર થશેજ.

શુદ્ધ આત્માના અનુભવની અભાવ દશામાંજ આત્મા શુભાશુભ ઉપયોગે પરિણમીને શુભાશુભ બંધન પામે છે અને જન્મ મરણ કરે છે, પણ જ્યારે આત્મા પોતાના સ્વભાવને સમજીને પોતાના સ્વભાવે પરિણમે છે ત્યારે આ શુભાશુભ વિભાવ દશાઓ અને તેનાથી ઉત્પન્ન થયેલાં કર્મનાં બંધનો એટલા બધી ઝડપથી નાશ પામે છે કે મનુષ્યને આશ્ચર્ય ઉત્પન્ન થાય છે. અંધારાને દૂર કરવાને જેમ પ્રકાશની જરૂર છે, પ્રકાશ આવતાં અંધારૂં ક્યાં ચાલ્યું જાય છે. તે શોધ્યું પણ હાથ લાગતું નથી, તેમ કર્મ બંધનો તોડવા માટે આત્મ સ્વરૂપમાં સ્થિરતા કરવાની જરૂર છે. આત્મભાનમાં કર્મો નિર્જરી જાય છે.

## આત્મભાન જાગૃત રાખો.

આનંદ! આ વિશ્વમાં એવું કોઈ પણ સ્થળ નથી કે આત્મભાન ભૂલેલા આ જીવે તે તે સ્થાને જન્મ, મરણ

ન કર્યાં હોય. આ ઉપરથી તમને સમજાયું હશે કે આત્મભાન ટકાવી રાખવાની જીવને ઘણીજ જરૂર છે. શુદ્ધ આત્માના સમ્યક્ શ્રધ્ધાન, જ્ઞાન અને અનુભવથી આત્મભાન ટકી રહે છે અને તેથી આત્મા અજર અમર અને નિત્યાનંદમય પણે અનુભવાય છે.

આનંદ ! વર્ણજાતિ લિંગ એ દેહના ધર્મો છે. જન્મ મરણ પણ દેહ આશ્રયી થાય છે. આત્મા અમર ધર્મવાળો છે. સર્વને જાણનારો છે. અનંત બળવાન છે. રોગનો ઉપદ્રવ થાય કે શરીરનો નાશ થાય તેવા પ્રસંગે વિશેષ પ્રકારે આત્માના અજર અમર અવિનાશી અને નિત્યતાના ધર્મ તરફ લક્ષ આપવું અને આત્મભાન ભૂલાવા નદેવું, તેથીજ આત્માનો ઉધ્ધાર થાય છે. અનંતજ્ઞાનમય આત્માને ભૂલીને દેહાદિમાં આશક્તિ રાખવાનું પરિણામ આ જીવને અનેકવાર દુઃખના રૂપમાંજ આવ્યું છે આવે છે અને આવશે.

## બહિરાત્મા-મિથ્યાદૃષ્ટિ છે.

આનંદ ! આત્માના મૂળ સ્વરૂપને ભૂલીને જેઓ પર્યાયોમાં આશકત થાય છે તે બહિરાત્મા મિથ્યાદૃષ્ટિ છે. આવા જીવોનું પ્રાપ્ત કરવા યોગ્ય લક્ષ દેહાદિ જડ પદાર્થ હોય છે. જેવું જેનું લક્ષ તેવીજ વસ્તુની તેને પ્રાપ્તિ થાય છે. આ જડ મિથ્યા પુદ્ગલની લાગણીમાં એકરસ એકતાર થયેલો જીવે ઘોર કર્મો કરે છે, તેના બદલામાં ઘાત પ્ર-

ત્યાઘાતના નિયમ પ્રમાણે સામેથી અવાજ-પરિણામ પણ તેવુંજ ઉત્પન્ન થાય છે. અસહ્ય દુ:ખોનો અનુભવ જીવને કરવો પડે છે. દિશાનુંભાન ભૂલ્યા પછીનો વટેમાર્ગુનો ચાલવાનો સઘળો પ્રયાસ દરક્ષણે તેના મૂળમાર્ગથી વધારે ને વધારે છેટું પાડતો જાય છે, તેમ આત્મભાન ભૂલી દેહ દૃષ્ટિવાળા જડતાના માર્ગે ચાલતો આ જીવ મુસાફર તેના સ્વસ્વરૂપના મૂળ માર્ગથી હવે વધારેને વધારે છેટો પડતો જાય છે. આ અજ્ઞાન કે કર્મોને લઇને ઉન્માર્ગે ચડેલો આત્મા હવે વધારે નિર્માલ્ય અને અશકત બનતો જાય છે. વાસનાઓ જ્યાં દોરે ત્યાં દોરાય છે. ઇચ્છાઓ જ્યાં ખેંચે યાં ખેંચાય છે. તત્ત્વને વિપરિત પણે જાણે છે. સાચા સુખવાળો પરમાત્માનો માર્ગ તેને દુઃખરૂપ લાગે છે. રાગદ્વેષાદિમાં તેને સુખભાસે છે. કર્મો થી બનાવાયેલા અથવા આવીમળેલા પદાર્થોમાં આત્માની યા-પોતાપણાની ભ્રાંતિ પામે છે. જડચૈતન્યની ભિન્નતાવાળું ભેદજ્ઞાન ન હોવાથી ગૌર, સ્થુળ, દુર્બળતાદિ કર્મજનિત-દેહના ધર્મને આત્માના ધર્મો સમજે છે. ત્યાગ કરવા યોગ્ય દેહાદિ ધર્મને ગ્રહણ કરવા યોગ્ય જાણે છે, આત્માની સાથે અભેદતા રૂપે અનુભવવા પ્રયત્ન કરે છે. આમવિષય કષાયાદિવાળી જડમાયાને આધિન રહેવાનો બહિરાત્માનો સ્વભાવ છે, એકભૂલ અનેક ભૂલો કરાવે છે. શુદ્ધઆત્મભાવથી વિમુખ થતાં બ્રાહ્મણ, ક્ષત્રિય વૈશ્ય શુદ્ર સ્ત્રી પુરૂષ નપુંશકાદિ જે શુભાશુભ કર્મથી બનેલા આ પર્યાયો છે તેને આત્માની

સાથે યોજતાં આ મિથ્યાજ્ઞાનમાં પરિણમેલા જીવની અજ્ઞાનતામાં વધારો થતો જાય છે.

આનંદ ! બાળ, યુવાન્ વૃદ્ધ રૂપવાન્ બુદ્ધિમાન શુરવીર પંડિત મૂર્ખ સંપ્રદાયી શ્વેતાંબર દિગંબર ઇત્યાદિ વિભાવ પર્યાયો છે છતાં તે મૂઢાત્મા આત્માના પર્યાયો સમજે છે. માતા પિતા સ્ત્રી ઘર પુત્ર મિત્ર દ્રવ્ય ઇત્યાદિ માયાજાળ જેવા પર્યાયોને પોતાના માને છે, મન વચન કાયાના વ્યાપારમાં એક રસ બને છે, તદાકારે પરિણમે છે. શુદ્ધ આત્મભાવનાનું સ્મરણ પણ તેને હોતું નથી. ભાવી દુઃખનાં કારણ રૂપ વિષયોને સુખનાં સાધનો માની તેમાં આશકત થાય છે, તે તે પદાર્થો મેળવવા માટે, તેના રક્ષણ માટે અને તેનો અનુભવ કરવા માટે તે જીવ અનેક અકર્ત્તવ્યરૂપ પાપો કરે છે, આત્મદૃષ્ટિ વિનાના આ આત્માને મિથ્યા દૃષ્ટિ કહેવામાં આવે છે.

## સમ્યક્ દૃષ્ટિ–અંતરાત્મા.

જેને આત્માનો અનુભવ થયો હોય છે તેવા સત્પુરૂષોના સમાગમથી અને જેમાં આત્મજ્ઞાનનો ઉપદેશ હોય છે તેવાં સત્ શાસ્ત્રોના શ્રવણથી તથા કિલષ્ટકર્મોની ઓછાશથી કાળે કરીને જેમ જેમ આ જીવનો મોહ ઓછો થતો જાય છે તેમ તેમ તેનામાં સમ્યક્ દર્શનનો ગુણ પ્રકટ થતો જાય છે, તેને લઇને આત્મજાગૃતિ વધતી જાય છે. અજ્ઞાન, મોહ

ક્રોધાદિ કષાયો વિગેરે જેમ જેમ ઓછા થતા જાય છે. તેમ તેમ શુદ્ધ આત્માજ પ્રાપ્ત કરવા યોગ્ય છે એવી રૂચી થવા રૂપ સમ્યક્ત્વ પ્રાપ્ત થાય છે. આ વિવેક જ્ઞાનવડે જડચૈતન્યનું ભેદ જ્ઞાન થતાં અજ્ઞાન દશાના વખતની ભાવના અને લાગણીઓ પલટાવા માંડે છે. અને છેવટે તે અનુભવ થાય છે કે આત્મા ગૌરવર્ણનો, કાળો, રાતો, પીળો કે લીલો નથી. જાડો કે પાતળો નથી. બ્રાહ્મણ, વૈશ્ય, ક્ષત્રીય કે શૂદ્ર જાતિનો નથી. સ્ત્રી પુરૂષ કે નપુંશક નથી. બૌદ્ધ દિગંબર, શ્વેતાંબર, એકદંડિ, ત્રિદંડી, હંસ કે પરમહંસ નથી. વેષ કે લિંગ આત્માને નથી. આત્માને ગુરૂ શિષ્ય, સ્વામી સેવક, શૂરવીર કાયર, ઉંચનીચ, મનુષ્ય દેવ તિર્યંચ નારકી, પંડિત મૂર્ખ ધનાઢય નિર્ધન, બાળ તરૂણ કે વૃદ્ધ નથી, એક ચેતન ભાવને મૂકીને બાકીના બધા જડ સ્વભાવ વાળા વિભાવ દશાના પર્યાયો છે.

આનંદ! આત્માજ્ઞાની છે. જ્ઞાન સ્વરૂપ છે. જ્ઞાનવડે જોવાય છે. જ્ઞાનવડે જણાય છે. પોતાને પોતાના ગુણો વડે અનુભવ થાય છે.

## આત્મા સંયમ શીળ તપ દર્શન જ્ઞાન મોક્ષનો માર્ગ અને સુખ છે.

આનંદ! આત્મા સંયમ છે. આત્મા શીળ છે. આત્મા તપ છે. આત્મા દર્શન છે. આત્મા જ્ઞાન છે. આત્મા

મોક્ષ છે. આત્મા મોક્ષનો માર્ગ છે. આત્મા શાશ્વત સુખ સ્વરૂપ છે.

આનંદ ! બાહ્ય દૃષ્ટિએ પ્રાણ તથા ઇંદ્રિયોને કાબુમાં લેવા રૂપ સંયમ બલવડે સાધ્ય સાધક ભાવે આત્મા સંયમરૂપ કહેવાય છે.

નિશ્ચય દૃષ્ટિએ શુદ્ધ આત્મામાં સંયમ કરવાથી-સ્થિરતા કરવાથી આત્મા એજ સંયમ કહેવાય છે.

વ્યવહારૂ દૃષ્ટિએ કામક્રોધાદિના ત્યાગ કરવા રૂપ લક્ષણે કરીને વ્રતના રક્ષણ કરવા રૂપ પ્રવૃત્તિને શીળ કહે છે.

આત્મ દૃષ્ટિએ શુદ્ધ આત્મ દ્રવ્યની નિર્મળતાનો અનુભવ કરવો તેને શીળ કહે છે. એટલે આત્મા જ શીળ છે.

વ્યવહારૂ મદદગાર સાધનરૂપ ભોજન પાણી આદિનો ત્યાગ કરવો તેને તપ કહે છે.

નિશ્ચય દૃષ્ટિએ પરદ્રવ્ય ગ્રહણ કરવા સંબંધી સર્વ ઇચ્છાઓનો ત્યાગ કરવો તેને તપ કહેવામાં આવે છે. ઇચ્છાઓ ઉપર વિજય મેળવવો, અથવા કર્મોને તપાવવાં નિરસ કરવાં અને આત્માથી જુદાં કરવાં તે અપેક્ષાએ આત્મા તપ છે.

શુદ્ધ આત્માજ ગ્રહણ કરવા યોગ્ય છે તેવી રૂચી થવી તે સમ્યક્દર્શન છે. એટલે આત્માજ સમ્યક્ત્વ છે.

વીતરાગ સ્વસંવેદન જ્ઞાનનો અનુભવ કરવો તે નિશ્ચયજ્ઞાન છે. એટલે આત્માજ જ્ઞાન છે.

મિથ્યાત્વ રાગાદિ વિકલ્પ જાળનો ત્યાગ કરવો તે મોક્ષનો માર્ગ છે. અહીં પણ આત્મા તેજ મોક્ષનો માર્ગ છે.

પરમાત્મ તત્ત્વને વિષે પરમ સમરસી ભાવે પરિણમવું તે મોક્ષ છે. એટલે આત્મા એજ મોક્ષ છે.

આત્માનો આનંદ એજ આત્માનું સુખ છે, એટલે આત્માજ શાશ્વત સુખ સ્વરૂપ છે.

આમાં સર્વ સ્થળે આત્માનીજ મુખ્યતા હોવાથી આત્માજ સંયમ, શીળ, તપ, દર્શન, જ્ઞાન, મોક્ષનો માર્ગ, મોક્ષ અને સુખ છે. તાત્ત્વિક દૃષ્ટિએ આત્માથી જુદાં સંયમાદિ સંભવિ શકે નહિં.

**આત્માજ દર્શન જ્ઞાન અને ચારિત્ર છે.**

**આનંદ!** વીતરાગતાવાળા પરમ આનંદના સ્વભાવવાળો. એક શુદ્ધ આત્મા ગ્રહણ કરવા યોગ્ય છે એવી લાગણીવાળા પરિણામે પરિણમવું તે શુદ્ધ આત્મા નિશ્ચય સમ્યક્દર્શન છે.

નિશ્ચય સ્વસંવેદન—પોતાને પોતાનો બોધ થાય તેવા

આત્માના અનુભવના સાધક હોવાથી વ્યવહાર માર્ગમાં શાસ્ત્રોને જ્ઞાન કહેવામાં આવે છે, તોપણ નિશ્ચય જ્ઞાન તો વીતરાગ સ્વસંવેદન જ્ઞાને પરિણમેલ શુદ્ધ આત્માજ છે.

નિશ્ચય ચારિત્રના સાધક હોવાથી પાંચ મહાવ્રત એ મૂળગુણ તથા ઉત્તરગુણરૂપ ક્રિયામાર્ગ એ વ્યવહાર ચારિત્ર છે, પણ નિશ્ચય ચારિત્ર તો શુદ્ધ આત્માના અનુભવ રૂપ વીતરાગ ચારિત્રમાં પરિણમેલ પોતાનો શુદ્ધ આત્માજ છે. આ પ્રમાણે આત્માજ જ્ઞાન, દર્શન અને ચારિત્ર છે.

## આત્મા તીર્થ છે.

આનંદ! જે સ્થળે તીર્થંકરોની દિક્ષા થઇ હોય, કેવલજ્ઞાન પ્રગટ થયું હોય અને જ્યા તાર્થંકરોનું નિર્વાણ-મોક્ષ થયું હોય તે તીર્થ કહેવાય છે. સામાન્ય રીતે જ્યાં કોઈપણ મહાન્ પુરૂષનું મોક્ષ થયું હોય, તે મહાન્ પુરૂષોના ગુણોના સ્મરણ અર્થે ચૈત્ય-દેરાસર કરવામાં આવેલ હોય, અથવા પાદુકા સ્થાપન કરવામાં આવેલ હોય તે સ્થાનને તીર્થ કહે છે. આ વ્યવહાર દષ્ટિની વાત છે. પરમાર્થિક દૃષ્ટિએ તો વીતરાગભાવવાળી નિર્વિકલ્પ સમાધિરૂપ વહાણ વડે સંસાર સમુદ્ર તરવાને સમર્થ થવાય છે, માટે આવી આત્મ સમાધિમાં પરિણમેલ આત્માજ તીર્થ કહેવાય છે.

## આત્મા ગુરૂ.

આનંદ! જેના ઉપદેશથી પરંપરાએ આત્મ સ્વરૂપનો

લાભ થાય છે તે બોધ આપનાર, શિક્ષા આપનાર, કે દિક્ષા આપનારને વ્યવહાર દૃષ્ટિએ ગુરૂ કહેવામાં આવે છે. નિશ્ચય દૃષ્ટિએ વિચાર કરતાં પાંચ ઇંદ્રિયોના વિષયાદિ સર્વ વિભાવ પરિણામના ત્યાગ કરવાના અવસરે પોતાનો શુદ્ધ આત્માજ ગુરૂ છે. કેમકે વિભાવ પરિણામનો ત્યાગ કરવાવાળા પરિણામથીજ સંસારમાં ટકાવી રાખનાર કર્મોનો નાશ થાય છે.

## આત્મા–દેવ.

આનંદ ! વિકલ્પવાળા ચિત્તની અપેક્ષાએ ચિત્તને સ્થિર કરવા માટે જીન પ્રતિમાને વ્યવહાર દૃષ્ટિએ દેવ કહેવામાં આવે છે. તીર્થંકર પદની પ્રાપ્તિમાં તે પુન્ય બંધનું કારણ છે. સાધ્ય સાધક ભાવે ધ્યાનાદિ કરતાં પરંપરાએ મોક્ષનું કારણ છે.

ભેદજ્ઞાનની દૃષ્ટિએ વિચાર કરતાં કેવલજ્ઞાન પ્રગટ કરેલ તીર્થંકરને દેવ કહેવામાં આવે છે. તેમનો ઉપદેશ આત્મ જાગૃતિ કરાવનાર છે. સાધ્યની સિદ્ધિમાં પૂર્ણ મદદગાર છે. તેમની ભેદ દૃષ્ટિએ સેવા કરવાથી તીર્થંકરનામ કર્મ બંધાય છે. અભેદ દૃષ્ટિએ મોક્ષ પ્રાપ્તિનું નજીકનું સાધન છે.

નિશ્ચય દૃષ્ટિએ સમાધિ વખતે પોતાનો આત્માજ આરાધવા યોગ્ય છે એટલે નિર્વિકલ્પ સ્વરૂપમાં પરિણમેલ પોતાનો શુદ્ધ આત્મસ્વભાવ તેજ દેવ છે.

જેમ ગ્રીષ્મઋતુમાં ગરમી શાંત કરવા માટે લોકો દ્રાક્ષ, કપુર, ચંદન, ગુલાબ, બદામ, સાકર ઇત્યાદિ અનેક દ્રવ્યોનું પીવાને માટે ઠંડાઇ વાળું પાણી બનાવે છે. આમાં અનેક ચીજો આવેલી હોય છે છતાં અભેદનયની અપેક્ષાએ તે ઠંડાઈનું પાણી એકજ કહેવાય છે, તેમ દેવ, ગુરૂ, તીર્થ, જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ ઈત્યાદિમાં અનેક સ્વભાવવાળો અને બહુ પ્રકારે પરિણમેલો આત્મા હોવા છતાં અભેદનયની અપેક્ષાએ આત્મા એક રૂપ કહેવાય છે, અને ભેદનયની અપેક્ષાએ અનંત ગુણવાન પણ કહેવાય છે. આત્મસ્વરૂપ પ્રગટ કરવા ઇચ્છનારા આત્માઓએ દરેક અપેક્ષાઓ જાણીને, શંકારહિત થઇને પોતાના લક્ષ તરફ દૃષ્ટિ આપીને પુરૂષાર્થ કરવો.

## ધ્યાનથી કર્મોનો ક્ષય થાય છે.

આનંદ! શુદ્ધ આત્માનું ધ્યાન કરવાથી ઘણા થોડા વખતમાં ઘણા કર્મોનો ક્ષય થાય છે. શુદ્ધ ઉપયોગની અખંડ જાગૃતિરૂપ તિક્ષણ ધારવાળા શસ્ત્રોવડે સંકલ્પ વિકલ્પની જાળો કાપી નાખવી. રાગદ્વેષાદિ વાળા વિકલ્પોમાં મનને જોડાયેલું રાખવાથી ઉલટો નવીન કર્મબંધનમાં વધારો થતો જાય છે. જો મનને આત્મામાં લીન કરી દેવા રૂપ ધ્યાનની શ્રેણિ હાથમાં આવી જાય તો ઘણા થોડા વખતમાં કર્મોનો ક્ષય કરીને કેવળજ્ઞાન ઉત્પન્ન કરી શકાય.

આત્મધ્યાનમાં શુદ્ધ આત્મભાવનાની મુખ્ય જરૂર રહે છે. જે મનુષ્યમાં આત્માની વીતરાગ નિર્વિકલ્પતા વાળી ભાવના નથી તે ઘણાં શાસ્ત્રો ભણે કે એકલી તપશ્ચર્યા કરે તો તેનાથી તેને જોઇએ તેવો આત્મસ્વરૂપનો લાભ થતો નથી, જેને પોતાનું આત્મસ્વરૂપ પ્રગટ કરવું છે તેના દરેક આત્મપ્રદેશમાં આત્મભાવના ભરેલી હોવી જ જોઇએ. આ શુદ્ધ આત્મા એજ ઉપાદેય છે એ ભાવના મનમાં છલોછલ ભરેલી હોય તો ધાર્મિકશાસ્ત્રો અને તપશ્ચર્યાદિ સહકારી કારણો મોક્ષમાર્ગમાં મદદરૂપ થાય છે. જો તેવી ભાવના ન હોય તો શુભ પુન્યબંધનાં કારણો થાય છે. જો તે તપશ્ચર્યા અને શાસ્ત્રાદિ મિથ્યાત્વ રાગાદિ ભાવનાવાળાં હોય તો પાપબંધનાં કારણો થાય છે. આત્મલક્ષની જાગૃતિ વિના દશપૂર્વમાં કાંઇક ઓછું જ્ઞાન હોય તેટલો અભ્યાસી હોય તો પણ તે મિથ્યાત્વનીજ કોટિમાં હોય છે. તેટલું શ્રુતજ્ઞાન ભણ્યાં છતાં કોઇ કોઇ કેટલીકવાર તે સ્થિતિમાંથી આત્મભાન વિના ભ્રષ્ટ પણ થાય છે.

## આત્માને જાણવાથી વિશ્વ જણાય છે.

આનંદ! જેણે આત્માને જાણ્યો તેણે સર્વ વિશ્વ જાણ્યું, અને જેણે સર્વ વિશ્વ જાણ્યું તેણે આત્માને જાણ્યો. વિશ્વમાં એક આત્માજ આનંદ સ્વરૂપ હોવાથી તેને જાણતાં વિશ્વને જાણવાનું બાકી રહેતું નથી. જેની જરૂર છે તે

આ-મામાંથીજ પ્રાપ્ત થાય તેમ છે, આત્માને જાણ્યા સિવાય આ વિશ્વની તમામ વસ્તુનો અનુભવ કરવામાં આવે તોપણ શાંતિ કે આનંદ પ્રાપ્ત થતો નથી. નિર્વિકલ્પ સ્વસંવેદન જ્ઞાન વડે પરમાત્મતત્ત્વનો અનુભવ થઇ શકે છે. દ્વાદશાંગી રૂપ સર્વ આગમનું જ્ઞાનભણી કે જાણીને તેના સારભૂત-ફળરૂપ પરમાત્મધ્યાનમાં રહેવાની જરૂર છે, આગળ અનેક સાધુ સંતો મહાત્માઓ સિદ્ધાંતનું જ્ઞાન ભણ્યા પછી તેનો અનુભવ પોતાને પ્રત્યક્ષ થાય તેને માટે આત્મધ્યાનમાં લાંબો કાળ નિર્ગમન કરતા હતા, અને અત્યારે પણ કરે છે. કેવળ જાણવાથી કાંઇ વસ્તુનો ખરો અનુભવ થતો નથી. પાકશાસ્ત્રની રીત જાણવાથી કાંઇ પેટ ભરાતું નથી. સમુદ્રમાં આવતી ભરતી ઓટના ચોકશ ટાઇમો જાણ્યાથી શરીર કે લુગડાં તે પાણીથી ભીંજાઇ જતાં નથી. અમુક શહેર કે દેવ ભૂમિનાં વર્ણનો વાંચવાથી તેનો આનંદ પ્રત્યક્ષ જેવો મળતો નથી; તેમ એકલા શાસ્ત્રોનું જ્ઞાન કરવાથી આત્માની અનંત શક્તિઓ પ્રગટ થતી નથી, પણ વીતરાગ સ્વસંવેદન જ્ઞાનવડે પોતાના આત્માનો અનુભવ થતાં આત્માની અનંત શક્તિઓ પ્રગટે છે. આત્માનો આનંદ અનુભવ્યા પછી આ વિશ્વનો કોઇ પણ પદાર્થ તેના મનને આકર્ષી શકતો નથી અને તેને બીજું જાણવા કે મેળવવાની ઇચ્છા પણ રહેતી નથી.

વીતરાગ નિર્વિકલ્પતા વાળી સમાધિ એ કેવળજ્ઞાનનું બીજ છે. ત્રણ ગુપ્તિની જેમાં મુખ્યતા છે એવી આ સમાધિના બળથી કેવળજ્ઞાન ઉત્પન્ન થાય છે, તે વખતે દર્પણની અંદર પડતા પ્રતિબિંબની માફક આ લોકાલોકરૂપ વિશ્વનું જ્ઞાન તેને થાય છે, માટે હું કહું છું કે આત્માને જાણ્યાથી સર્વ જણાય છે.

જેમ જેમ આત્મસ્વરૂપમાં વિશેષ સ્થિરતા થતી જાય છે તેમ તેમ તેને અનેક પ્રકારના અનુભવો વધતા જાય છે. આત્મસ્વરૂપ અનુભવાય છે અને વિશ્વનું સ્વરૂપ પણ તેના ખરા સ્વભાવમાં જાણવામાં આવે છે.

જેમ નિર્મળ આકાશમાં સૂર્યનો પ્રકાશ પોતાને તેમજ અન્ય પદાર્થોને પ્રકાશિત કરે છે, તેમ વીતરાગભાવ વાળી નિર્વિકલ્પ સમાધિ, મોહરૂપ વાદળોનો નાશ કરે છે અને પોતાને તેમજ ભેદજ્ઞાનવડે પરને પ્રકાશીત કરે છે. પૂર્ણ જ્ઞાન પ્રાપ્ત થયા પહેલાં જડચૈતન્યની ભિન્નતાનું નિશ્ચળજ્ઞાન પ્રાપ્ત થાય છે, ત્યાર પછી વિશેષ અભ્યાસે સમાધિના બલવડે પૂર્ણજ્ઞાન પ્રાપ્ત થતાં સ્વ અને પર બન્ને જાતના પદાર્થોને જાણી શકે છે. આત્માનો સ્વભાવ પોતાને તેમજ પરને પ્રકાશ કરવાનો છે.

જેમ અગ્નિનો નાનો સરખો કણિયો, ડુંગર જેટલા લાકડાના ઢગલાને પણ બાળીને રાખ કરી દે છે તેમ

જેઓ પરમાત્માના શુદ્ધ સ્વરૂપમાં એક નિમેષ જેટલા થોડા વખત સુધી પણ એક રસ થાય છે તેનો ડુંગર જેટલો પાપનો ઢગલો હોય તો પણ બળી જાય છે આવું શુદ્ધ આત્મધ્યાનનું સામર્થ્ય છે.

દેખેલા સાંભળેલા અને અનુભવેલા ભોગોની ઈચ્છા કરવા રૂપ આર્ત્તધ્યાન વાળી સર્વ ચિંતા જાળને મૂકી દઇ નિશ્ચિંત થઇ પરમાત્મસ્વરૂપને વિષે ચિત્તને સ્થિર કરો, અને પછી શુદ્ધ આત્મારૂપ પરમ આરાધન કરવા યોગ્ય દેવનું ધ્યાન કરો તેથી નિરંજન દેવનો અનુભવ થશે.

## આત્મા જ્ઞાનનો વિષય છે.

આનંદ! આત્મા જ્ઞાનનો વિષય છે. જ્ઞાન કર્ત્તારૂપે થઇને આત્માને જાણે છે; જ્ઞાન આત્માથી ભિન્ન નથી, જે જ્ઞાનવડે આત્મા જાણી શકાય છે, તે જ્ઞાનને સ્વસંવેદન જ્ઞાન કહે છે. મન કે ઇંદ્રિયોની મદદથી જે બોધ થાય છે તે સ્વસંવેદન જ્ઞાન નથી. આત્મા સિવાય પદાર્થમાં જ્ઞાનગુણ નથી, એટલે કોઇપણ પદાર્થનો બોધ કે કોઈપણ પદાર્થથી થતો બોધ તે સ્વસંવેદન બોધ નજ કહેવાય. જેમ સૂર્યને વાદળાંઓ, તેમ આત્માને આ ઉપાધીઓ આવરણ કરનારી હોવાથી તેનાથી આત્માનો બોધ થઈ શકે જ નહિ.

આ સ્વસંવેદન જ્ઞાન ગુણવિના કેવળ દુષ્કર કર્મકાંડ કરવાથી આત્મા સ્વ સ્વરૂપે પ્રગટ થતો નથી. આત્મસ્વરૂપ

પ્રગટ કરવામાં સર્વસ્વનો ત્યાગ કરવો પડે છે, ત્યારે આ ત્મલક્ષવિનાના કર્મકાંડથી શુભ પુદ્ગલોનો સંગ્રહ થાય છે. સર્વ પરદ્રવ્યની ઇચ્છાનો ત્યાગ અને શુદ્ધ આત્મ સુખમાં તૃપ્તિ થવી તે સર્વસ્વનો ત્યાગ છે, આવા સર્વસ્વ ત્યાગીને આત્માનો અનુભવ થાય છે. જ્યાં સુધી આત્મા, આત્માને, આત્માવડે કરી, આત્માને માટે, આત્માથી, આત્માને વિષે રહેલાને જાણતો નથી ત્યાં સુધી પરમાત્મસ્વરૂપ પ્રગટ થઈ શકતું નથી,

## જેવી મતિ તેવી ગતિ.

આનંદ! "જેવી મતિ તેવી ગતી" આ ન્યાયે આર્ત્તરૌદ્ર પરિણામે આત્મા પરિણમેતો સંસારની વૃદ્ધિ થાય છે, કેમકે આર્ત્તરૌદ્ર પરિણામની મતિમાં જે ગુણ હોય, જેવી શક્તિ હોય તેવીજ તે પ્રગટ કરે છે. આજ આત્મા તેવાં પરિણામને બદલે ધર્મ ધ્યાનના કે શુક્લધ્યાનના પરિણામે પરિણમે તો પુન્ય બંધ અને કર્મની નિર્જરા થતાં દેવની ગતિ કે મોક્ષની પ્રાપ્તિ પામે છે.

શુદ્ધ આત્મ તત્ત્વને મૂકીને, દેહવિષયાદિ પરભાવમાં મનને જવા ન દેવું એ આગળ વધવાનો માર્ગ છે, ઉત્તમ શુદ્ધ ધ્યાન કરવાથી આત્માનું સુખ પ્રગટે છે, તેના સુખની આગળ આ વિશ્વનું સુખ એક તૃણ સમાન પણ નથી.

આનંદ! મેઘની ઘટાનો આડંબર વિખરાઇ જતાં

જેમ નિર્મળ આકાશમાં સૂર્ય પ્રકાશી રહે છે તેમ કામ ક્રોધાદિના વિકલ્પરૂપ વાદળાં વિખરાઈ જતાં નિર્મળ ચિત્તરૂપિ આકાશમાં કેવળ જ્ઞાનાદિ અનંતગુણુરૂપ કિરણોવાળો શુદ્ધ આત્મસૂર્ય પ્રકાશિત થાય છે.

સૂર્ય વિદ્યમાન હોવા છતાં પણ વાદળ આડે આવવાથી તે જેમ દેખાતો નથી તેમ વિશ્વ પ્રકાશક આત્મા દેહમાં વિદ્યામાન છે છતાં કામક્રોધાદિ અને તેના વિકલ્પો રૂપ વાદળોમાં ઢંકાઈ જવાથી શુદ્ધઆત્મારૂપ સૂર્ય દેખાતો નથી.

જેમ મલીન દર્પણમાં સન્મુખ રાખેલી વસ્તુનું પ્રતિબિંબ દેખાતું નથી તેમ રાગદ્વેષાદિથી મલીન થયેલા હૃદયમાં શાંત આત્મદેવનું દર્શન થતું નથી.

જ્યાં કામ ત્યાં પરમાત્મા ન હોય.

આનંદ ! જે પુરૂષના હૃદયમાં સ્ત્રી નિવાસ કરે છે અને જે સ્ત્રીના હૃદયમાં પુરૂષ નિવાસ કરે છે તેના હૃદયમાં પરમાત્માનો વિચાર શુદ્ધાં પ્રવેશ કરતો નથી તો પછી પરમાત્માની પધરામણી તેવા હૃદયમાં થાય તે તો સ્વપ્ને પણ આશા રાખી ન શકાય. એક મિયાનમાં બે તલવારો કેવી રીતે રહી શકે ? જેઓનું મન સ્ત્રી પુરૂષોના રૂપના અવલોકનમાં એકતાર થઇ રહે છે તેઓનું મન પરમાત્મામાં એકતાર કેમ બની શકે ? એકી સાથે બે ક્રિયા તો નજ

હોય. જેઓનું મન વિષયોના ચિંતનમાં લાગ્યું છે તેઓનું મન પરમાત્માના ચિંતનમાં ન હોય. જેઓનું મન સ્ત્રી પુરૂષોના હાવ ભાવ વિભ્રમ વિલાસ રૂપ સંકલ્પ વિકલ્પની જાળમાં આશક્ત થયું હોય છે તેવા હૃદયમાં પરમાત્માનું ધ્યાન કેવી રીતે ટકી શકે? કાંતો પરમાત્માનો નિવાસ હૃદયમાં હોય અને કાંતો કામ વાસનાનો હોય પણ બન્ને સાથે તો નજ રહી શકે.

જેમ નિર્મળ માનસ સરોવરમાં હંસ પ્રેમથી જઇ વસે છે તેમ રાગાદિ રહિત નિર્મળ મન સરોવરમાં આનંદ સ્વરૂપે પરમાત્મા વસે છે.

## નિર્મળ હૃદયમાં દેવ વસે છે.

વ્યવહારે ધર્મ પ્રવૃત્તિ કરવા નિમિત્તે સ્થાપના રૂપે દેવ દેવમંદિરમાં રહે છે પણ તાત્વિક દૃષ્ટિએ વિચારતાં સમ ભાવમાં પરિણમેલા મન મંદિરમાં આત્મદેવ સ્થીરતા કરીને રહે છે.

શત્રુ અને મિત્ર, સુખ અને દુ:ખ, નિંદા અને પ્રસં-શા, સોનું અને પથ્થર; જીવન અને મરણ ઇત્યાદિ હર્ષ શોકના કે રાગદ્વેષના પ્રસંગમાં કે નિમિતોમાં જેઓનું મન રાગદ્વેષ વિનાનું રહી શકે છે તેઓ સમચિત્તવાળા કહેવાય છે. તેઓના હૃદય મંદિરમાં પરમાત્માનો સ્થિર નિવાસ હોય છે,

આનંદ! વ્યવહાર નયની અપેક્ષાએ, ગૃહસ્થાશ્રમમાં

રહેલા અધિકારીઓને વિષય કષાયાદિ દુર્ધ્યાન અટકાવવા નિમિત્તે, ખરાબ વિચારો કરતાં બચવા માટે, તથા ધર્મ ધ્યાનની વૃધ્ધિ માટે દેવનાં સ્નાત્ર પૂજાદિ કરવાની જરૂરીયાત છે, પણ જેનું મન પરમાત્માની સાથે તન્મય થઈ શકે છે અને પરમાત્મા પણ મનની સાથે સમરસીભુત–એક રસતાને પામે છે એવો અધિકારી કોની પૂજા કરે? વીતરાગ નિર્વિકલ્પ સમાધિમાં એકરસ થયેલા અધિકારીને બાહારની પ્રવૃતિ ન હોવાથી તેને પૂજન સ્નાત્રાદિ કરવાપણું રહેતું નથી.

## વિષય કષાયને જીતે તે મોટો માણુસ.

આનંદ! કોઈ મનુષ્ય ઘણો પૈસા પાત્ર હોય, વિશેષ વૈભવવાળો હોય, શરીરે વિશેષ બળવાન હોય કે મંત્ર તંત્ર ઔષધિ જાણતો હોય, લોકો તેને બહુ માન આપતા હોય, પાંચ માણુસોમાં પુછાય તેવો બુદ્ધિમાન હોય તેથી તે મોટો માણુસ કહેવાતો નથી, તેમ તેનાથી તેના આત્માને શાંતિ મળતી નથી કે, મોક્ષ પ્રાપ્ત થતું નથી; પણ ખરેખર તેજ મહાન્ પુરૂષ છે કે જે વિષય કષાયમાં આશકત થતા મનને તેનાથી પાછું હઠાવીને પોતાના શુધ્ધ આત્મામાં સ્થીર કરી શકે છે, રાગદ્વેષાદિના નિમિત્તોમાં સમભાવ ટકાવી રાખે છે અને નિરંતર શુધ્ધ આત્માનો ઉપયોગ જાગૃત રાખી શકે છે, આવું મન કે આવી સ્થિતિજ તેને

મોક્ષનું કારણ બને છે, આવો મહાન્ પુરૂષજ મોક્ષ મેળવી શકે છે.

## પુરૂષાર્થ ધર્મ.

આનંદ! ધર્મ, અર્થ, કામ અને મોક્ષ આ ચાર પુરૂષાર્થ છે. આત્માને પોતાની શક્તિ બહાર પ્રગટ કરવા પ્રયત્ન કરવાના આ ચાર માર્ગ છે, વિશ્વના સર્વ જીવો આ-ચાર કે એકાદ બે ત્રણની પાછળ પ્રયત્ન કરી રહ્યા છે, છતાં ધર્મ અર્થ અને કામના પુરૂષાર્થથી પરમસુખની પ્રાપ્તી થતી નથી.

લોકો ધર્મનો અર્થ પુન્ય સમજે છે. પુન્ય ઉપાર્જન કરવું અને તેનાથી શાંતિ મેળવવી. આ ઈરાદાથી શુભ ક્રિયા અને પરોપકારાદિ શુભ પ્રવૃત્તિ કરે છે. જેઓ બીજાને નુકશાન કરે છે અને દુર્ગુણોથી પોતે હેરાન થાય છે તેના કરતાં આ પ્રવૃતિવાળા લોકો હજાર દરજ્જે સારા છે, પણ ધર્મની આટલી સંકોચવાળી—સાંકડી વ્યાખ્યા કરવી તે યોગ્ય નથી. ધર્મનો અર્થ ઘણો વિશાળ છે. આત્માના સ્વભાવને—સહજ ભાવને પ્રગટ કરવો તે ધર્મનો ખરો અર્થ છે. પુન્યનો માર્ગ આત્માના સહજ ભાવરૂપ સ્વભાવને પહોંચી કે સ્પર્શ કરી શકતો નથી, પણ તે તો ઘરની બહાર રહે છે. તે તો ઉપાધીનોજ સ્પર્શ કરે છે. ઉપાધીનોજ વધારો કરે છે. પુન્યને આત્માની જરા પણ ઝાંખી થતી

નથી કેમકે તે તો શુભ કર્મનાં પુદ્દગલો છે, જડભાવના સ્વભાવનો વધારો કરનારાં છે, ત્યારે આત્માનો સ્વભાવતો ઘરનો માલીક છે, ઘરમાંજ રહેનારો છે, ઉપાધીને હઠાવનારો છે. પોતાનો સ્પર્શ કરીને નહિં પણ પોતામાં ઓતપ્રોત છલોછલ ભરીને રહેનારો છે, શાંતિ અને શકિત પોતામાંથીજ પ્રગટ કરે છે, કોઇ બીજાની આશા કે મદદને તે ઇચ્છતો નથી, તેની તેને જરૂર પણ નથી, પોતામાં જ તેની પૂર્ણતા છે, છતાં બીજાને પણ તે પ્રકાશ કરી શકે છે.

પુન્ય પણ જો નિશાન બાંધીને કરાતું હોય, તો તે શરૂઆતમાં ઉપયોગી છે. હું આત્મા છું, મારે મારૂં પૂર્ણ સ્વરૂપ પ્રકટ કરવું છે. આ નિશાન છે. એ નિશાન તરફ પ્રવૃત્તિ કરતાં શુભ મન વચન શરીરની પ્રવૃત્તિના અંગે પુન્ય બંધ પણ સ્વાભાવિક થાય છે. થવા સંભવ છે. જેમ ખેડુત અનાજની પ્રાપ્ત નિમિત્તે ખેતી કરવાનો પ્રયત્ન કરે છે છતાં તેની સાથે ઘાસ સ્વાભાવિક થઇ જાય છે. આ ઘાસ કડબ એ તેનું મૂળ નિશાન નથી પણ અનાજ ઉત્પન્ન કરતાં અનિચ્છાએ તે ઉત્પન્ન થઇજ જાય છે, તેમ પોતાના લક્ષ તરફ દૃષ્ટિ રાખી પ્રવૃતિ કરતાં પુન્ય થાય તે ઉપયોગી છે. અમુક ટાઇમ સુધી–અમુક હદ સુધી પુન્યની જરૂરીયાત છે. લાંબુ આયુષ્ય, નિરોગી શરીર, મનુષ્ય જન્મ, આર્યદેશ, સદ્દગુરૂનો સમાગમ, પ્રભુના માર્ગમાં અનુકુળ સંયોગો એ

ઉપયોગી છે અને તે સર્વ પુન્યની મદદથીજ મળે છે માટે આવું પુન્ય આ માર્ગની પૂર્ણ પ્રાપ્તી ન થાય ત્યાંસુધી જરૂરનું છે. પછી તો જેમ પગમાં કાંટો વાગ્યો હોય ત્યારે તે કાંટો કાઢવા બીજા કાંટાની મદદ લેવી પડે છે, તે કાંટાથી પ્રથમનો કાંટો નીકળી જતાં આ બીજો કાંટો પણ જેમ ફેંકી દેવામાં આવે છે, પછી તેની ઉપયોગીતાની જરૂરીયાત રહેતી નથી તેમ આત્મા પોતાના સ્વરૂપમાં સ્થીરતા પામ્યા પછી આ પુન્યરૂપિ કાંટાની મદદની તેને જરૂર રહેતી નથી. પ્રથમનાં શુભાશુભ કર્મ તે પ્રથમના કાંટા જેવાં છે. આ બીજા અનુકુળ સંયોગો અને સામગ્રી મેળવી આપનારાં પુન્યનાં પુદ્ગલો તે બીજો કાંટો છે. બીજા કાંટાની મદદથી પ્રથમના કાંટારૂપ શુભાશુભ કર્મ નીકળી જતાં બન્ને શુભાશુભ કર્મનો ત્યાગ કરાય છે. આ સ્થળે પુરૂષાર્થ કરનાર-કાંટાને કાઢનાર જાગૃત થયેલ આત્મા છે તે સલ્ય રહિત થાય છે, કર્મ રહિત બને છે, તેને પછી પુન્યની જરૂરીયાત રહેતી નથી. આ કારણે પુન્ય ઉપયોગી છે, પણ છેવટે તે પણ બીજો કાંટો મદદગાર હોવા છતાં કાર્ય થઇ રહ્યા પછી ત્યાગ કરવામાં આવે છે તેમ ત્યાગ કરવા યોગ્ય છે.

## અર્થ અને કામ.

આનંદ! અર્થ નામનો પુરૂષાર્થ બીજો છે. લોકો અર્થ એટલે પુન્યના ફળ રૂપ ધન અને રાજ્યાદિ વૈભવ

સમજે છે અને તેને માટે અહોનિશ પ્રયત્ન કરે છે. આ પ્રયત્ન વ્યવહારમાં દેહાદિકના ભરણ પોષણાદિ માટે ઉપયોગી છે. કામનો અર્થ સ્ત્રી, વસ્ત્ર, ગંધમાલ્યાદિ પાંચ ઇંદ્રિયના ભોગોપભોગનાં સાધનો છે. ખરી રીતે અર્થ શબ્દે છ પદાર્થો-છ દ્રવ્યોને તેના ખરા સ્વરૂપમાં જોવાનો છે. દરેક પદાર્થોનું તેના ખરા સ્વરૂપમાં ભાન થાય તો સત્ય માર્ગ તરફ વળવામાં ઘણી સુગમતા થાય છે. આ સાચું કે તે સાચું એવી અનિશ્ચિતતા દૂર થાય છે. કામ શબ્દનો ખરો અર્થ ચિત્તની અભિલાષા છે. મનની જે જે ઇચ્છાઓ કામનાઓ હોય તે તે જીતવાનો પુરૂષાર્થ કરવાનો છે. આ વસ્તુતત્ત્વનો નિશ્ચય અને ઇચ્છાઓનો વિજય કરવા માટેજ પુરૂષાર્થ કરવો યોગ્ય છે. પ્રથમનો ધર્મ નામનો પુરૂષાર્થ કે જેને લોકો પુન્ય કહે છે તેમાં એવી શક્તિ છે કે વ્યવહારિક ધન આદિ. અર્થ અને સ્ત્રીઆદિ પાંચ ઇંદ્રિયોના વિષયોરૂપી કામ તે બન્નેની સિદ્ધિ કરે છે, અર્થાત્ થોડી પ્રવૃત્તિ કરતાં આ પુન્ય તેમાં મદદગાર થઈ તે તે વસ્તુની પ્રાપ્તિ કરાવી આપે છે.

એટલું છતાં તે ત્રણે પુરૂષાર્થથી આત્મજ્ઞાન કે મોક્ષની પ્રાપ્તિ થતી નથી. તેને માટે તો ધર્મ એટલે આત્માનો સ્વભાવ પ્રગટ કરવા પુરૂષાર્થ કરવો, વસ્તુતત્ત્વને જાણવા પ્રયત્ન કરવો, અને મનની ઇચ્છાઓનો વિજય મેળવવા પુરૂષાર્થ કરવો તે જરૂરનો છે. પુન્ય એ સાત્ત્વિક પ્રકૃતિ વધારનાર છે. અર્થ એ રાજસિક પ્રકૃતિને પોષનાર છે અને કામ

વિષય વાસના એ તામસિક પ્રકૃતિને પોષણ આપનાર હોવાથી આત્માના સ્વભાવથી એ ત્રણે અલગ રહેનારા છે એટલે ખરા પુરૂષાર્થમાં તેનો સમાવેશ થતો નથી. વ્યવહારના પુરૂષાર્થ-માં તેતે વસ્તુની ઉપયોગીતા સિધ્ધ કરાવનાર હોવાથી તે ઉપયોગી છે.

આ ત્રણે પુરૂષાર્થથી મોક્ષ ઉત્તમ છે. કેમકે પ્રથમના ત્રણે પુરૂષાર્થ વ્યાકુળતા, વિક્ષેપતા અને ઉપાધિ ઉત્પન્ન કરનારા હોવાથી વીતરાગ પરમાનંદ સુખના વિરોધી છે. માટેજ તાત્વિક રીતે તપાસતાં મોક્ષ સિવાય બીજા સાધ-નોમાં સુખ નથી.

## મોક્ષ અને તેનો પુરૂષાર્થ.

આનંદ! મોક્ષ સર્વથી ઉત્તમ વસ્તુ છે. જીનેશ્વરો એ પણ ધર્મ અર્થ અને કામનો ત્યાગ કરીને એક મોક્ષને અર્થેજ મુખ્યતાએ પુરૂષાર્થ કર્યો છે. મોક્ષમાં અવ્યાબાધ સુખ છે. અખંડ શાંતિ છે. બંધનમાં પડેલાં પશુઓ પણ બંધનથી મુકત થવાની ઈચ્છા કરે છે એજ બંધનથી મુક્ત થવાની, અધિકતા અને ઉપયોગીતાને સૂચવે છે. મોક્ષમાં અતીંદ્રિય સુખ અને આત્મજ્ઞાન બન્યું રહે છે. બુધ્ધિ જન્ય અનિશ્ચિત અને મલીનજ્ઞાન કે ઇંદ્રિયજન્ય સુખ એ મોક્ષમાં નથી. ઇંદ્રિયાદિ દશ પ્રાણવાળાં અશુધ્ધ અને પરાધિન જી-વનનો મોક્ષમાં અભાવ છે. પણ આત્માના સત્ય સ્વરૂપનો

ત્યાં અભાવ નથી અરે ! મોટા મોટા મુનિવરો, મહર્ષિઓ અને સાચા સુખના ઇચ્છક સર્વ જીવો, વિષય કષાયમાં જતા મનને અટકાવીને પરમ નિરંજન પરમાત્મ સ્વરૂપમાં મનને સ્થિર કરીને મોક્ષનુંજ ધ્યાન કરે છે.

સવિકલ્પ અવસ્થામાં વીતરાગ સર્વજ્ઞનું સ્વરૂપ તેમની મૂર્તિ, અને તેમના નામના પવિત્ર મંત્રનું આરાધન કરવાવાળા પુરૂષો ધ્યેય રૂપે ધ્યાન કરે છે. વિતરાગ નિર્વિકલ્પ સમાધિના વખતમાં તો પોતાના શુદ્ધ આત્માનુંજ ધ્યાન કરે છે.

આનંદ ! ઇંદ્રિયોના સુખ તે તાત્વિક સુખ નથી, માટે વીતરાગ નિર્વિકલ્પ પરમસામાયિકમાં રહીને શુદ્ધ આત્મસ્વરૂપનો અનુભવ કરવાની ખાસ જરૂર છે.

કેટલાએક વગર સમજના મનુષ્યોને એવી શંકા થાય છે કે મોક્ષમાં, સ્ત્રી, ધન, સ્વામી, સેવક, ખાનપાનાદિ ન હોવાથી ત્યાં શાનું સુખ કહેવાય ? તેમણે ઉપાધિ વિનાની સ્થિતિનો વિચાર કરવો જોઇએ. દૃષ્ટાંત તરીકે કોઇ એક મનુષ્ય કોઇ પણ પ્રકારની વ્યાકુળતા વિના શાંત બેઠો હતો, તે પ્રસંગે તેનો મિત્ર બાહારથી આવીને પૂછે છે કે કેમ ભાઇ ! સુખમાં છોને ? મજામાં છો કે ? તે મિત્રને ઉત્તર આપે છે કે હા ભાઇ ! સુખી છું. મજામાં છું. આ સ્થળે વિચાર કરીએ તો તે મનુષ્ય તે વખતે સ્ત્રીના ઉપભોગવાળા

સ્પર્શનું સુખ અનુભવતો ન હતો, તેમજ સ્વાદિષ્ટ ભોજન કરતો ન હતો, દિવ્યશબ્દોનું શ્રવણ કરતો ન હતો, સુગંધી પદાર્થો સુંઘતો ન હતો, દિવ્યસ્વરૂપ જોતો ન હતો, છતાં તે એમ કહે છે કે હા હું સુખી છું.

આ ઉપરથી સમજી શકાય તેમ છે કે તે વખતનું સુખ તે ઇંદ્રિયોના વિષયોની વ્યાકુળતા વિનાનું આત્માથી ઉત્પન્ન થયેલું સુખ હતું. પછી ભલેને તે જાણતો હોય કે ન જાણતો હોય પણ ઉપાધિ વિનાનું સુખ તે અવસરે હતું.

તે મનુષ્ય પોતાના મિત્રને ઉત્તર આપવાના વખતે થોડા વખત માટે પણ વિષયોના ઘણા થોડા વ્યાપરવાળી સ્થિતિમાં હતો તેથી તેને એક દેશથી ઘણું થોડું પણ આત્મિક સુખ અનુભવાતું હતું, પણ જે પવિત્રાત્મા પાંચ ઇંદ્રિયોના વિષયો તથા મન સંબંધી વિકલ્પ જાળોનો સર્વથા નિરોધ કરીને વીતરાગ નિર્વિકલ્પ સ્વસંવેદન જ્ઞાનમાં એકતાર થઇ રહે છે તેને વિશેષ પ્રકારે આત્મિક સુખનો અનુભવ થાય છે. આ સુખ પોતાને પોતાથી પ્રત્યક્ષ અનુભવાતું હોવાથી સ્વસંવેદન કહેવાય છે, આ સુખમાં બીજા કોઇની મદદ. કે કોઇ વસ્તુની અપેક્ષાની જરૂરીયાત હોતી નથી.

મુક્ત થયેલ આત્માઓને શરીર તથા મનાદિના વ્યાપારનો અભાવ હોવાથી ત્યાં કેવળ આત્માના આનંદનું સુખ છે. જ્ઞાન દર્શન ચારિત્રરૂપ રત્નત્રયના આલંબનવડે

જ્ઞાનાવરણાદિ આઠ કર્મોનો ક્ષય કરીને પરમાત્મ સ્વરૂપના લાભ રૂપ આ મોક્ષ મેળવી શકાય છે.

અનંતજ્ઞાન, અનંતદર્શન, અનંતઆનંદ અને અનંતવીર્ય—શક્તિ આ ચાર અનંતરૂપ ચતુષ્ટયની મોક્ષમાં સદાકાળ હૈયાતિ હોવાથી એક ક્ષણ પણ તેનો વિયોગ થતો નથી, એટલે જ્ઞાનાદિ અનંત ચતુષ્ટયની પ્રાપ્તિ થવી તે મોક્ષનું ફળ છે. મોક્ષને માટે કરાતો પુરૂષાર્થ આ ફળ પ્રાપ્તિ થતાં વિરામ પામે છે.

## નિશ્ચય અને વ્યવહાર મોક્ષમાર્ગ.

આનંદ ! નિશ્ચય દૃષ્ટિએ શુદ્ધ આત્માજ મોક્ષનો માર્ગ છે. આત્મા આત્માવડે આત્મને જાણે દેખે અનુભવ કરે તે રૂપ નિશ્ચય રત્નત્રયમાં પરિણમેલો આત્માજ નિશ્ચયથી મોક્ષનું કારણ છે.

આત્મા કર્ત્તારૂપે થઇ મોક્ષના કારણ રૂપ આત્માવડે આત્માને નિર્વિકલ્પ સ્વરૂપવડે અવલોકન કરે છે. તત્ત્વશ્રદ્ધાનની અપેક્ષાએ શુધ્ધ આત્માજ ગ્રહણ કરવા યોગ્ય છે. એમ રૂચિરૂપે નિશ્ચય કરે છે. રાગાદિ સર્વ વિકલ્પોનો ત્યાગ કરી પોતાના સ્વરૂપમાં તેજ આત્મા સ્થિર થાય છે. આ પ્રમાણે જ્ઞાન દર્શન ચારિત્રરૂપ રત્નત્રયમાં પરિણમેલો આત્મા તેજ મોક્ષનો માર્ગ છે.

## વ્યવહાર મોક્ષમાર્ગ.

આનંદ ! વીતરાગ સર્વજ્ઞના કથન કરેલા છ દ્રવ્યોનું સમ્યક્ શ્રધ્ધાન જ્ઞાનઅને વ્રતાદિ ગ્રહણ કરવારૂપ ચારિત્ર એ વ્યવહાર મોક્ષમાર્ગછે, પોતાના શુધ્ધ આત્માનું સમ્યક્-શ્રધ્ધાન જ્ઞાન અને તેમાં સ્થિરતા કરવી તે નિશ્ચય મોક્ષ-માર્ગ છે. સાધકની જ્યાં સુધી સાધન દશા ચાલુ હોય છે ત્યાં સુધી વ્યવહાર મોક્ષમાર્ગછે. અને સાધ્યદશા સિધ્ધ થાય છે તે નિશ્ચય મોક્ષ છે.

## ઉપશમ.

સમ્યક્દર્શન એક સરાગભાવનું અને બીજું વીતરાગ ભાવનું એમ બે પ્રકારે છે, પ્રશમ, સંવેગ, નિર્વેદ, અનુકંપા અને આસ્તિકયતા, આ સમ્યક્ દર્શનનાં પાંચ લક્ષણો છે તે સરાગ સમ્યક્ત્વ કહેવાય છે. કર્મના ખરા સ્વરૂપને સમજનાર અને પરમાત્માના માર્ગમાં પ્રવાસ કરનાર આત્મા પોતાના અપરાધી ઉપર મનથી પણ ખરાબ ચિંતન કરે નહિ. તે એમ સમજે છે કે સુખ દુ:ખની પ્રાપ્તિનાં મૂળ કારણો મારાં પોતાનાં કરેલાં શુભા-શુભ પ્રયત્નોજ છે. એવાં પરિણામોએ બાંધેલાં શુભા-શુભ કર્મોમાંથીજ આ સુખદુઃખ બહાર આવે છે. બીજા મનુષ્યો તો કેવળ નિમિત્ત કારણ છે. જો મૂળ કારણ સારૂં હોય તો આ નિમિત્ત કારણ કાંઇપણ ખરાબ કરી શકતું

નથી, એ મૂળ કારણ જેને ઉપાદાન કહેવામાં આવે છે તેનો ઉત્પન્ન કરનાર હું છું, જેને લઇને આ બીજા જીવો નિમિત્તરૂપ બની સુખ દુઃખ આપે છે, આમાં ઉપાદાન પસંદ કરવામાંજ પ્રથમ મેં ભૂલ ખાધી છે. જો ઉપાદાન સારૂં પસંદ કર્યું હોત તો તેનાં ફળો પણ સારાંજ ઉત્પન્ન થાત, અને આ જે દુઃખ દેવામાં નિમિત્તરૂપ થાય છે તેઓ મને સુખી કરવામાં મદદગાર થાત, એટલે આ દેખીતા કહેવાતા અપરાધીઓ તે ખરા અપરાધી નથી, તેના તરફ઼ ઘાત પ્રત્યાઘાત કરવાથી મને કાંઇ લાભ નથી એથી તો ખરો અપરાધી બચી જાય છે, અને આ મારો માર્ગ કાંટા વિનાનો બનાવનારા મારા ઉપકારીઓને વિનાકારણે હું હેરાન કરવા ઇચ્છું છું. જો આવાં નિમિત્તો ન હોત તો મને મારા દોષોની—અવગુણોની કે ભૂલોની ખબર કેવી રીતે પડત? આવી રીતે સવળો અર્થ લઇને પોતાના દેખીતા અપરાધીઓનું તે મનથી પણ ખરાબ ચિંતવતો નથી તો પછી શરીરથી તેનું ખરાબ કરવાની પ્રવૃત્તિ તો કયાંથી જ કરે.

## સંવેગ.

આ સરાગ સમ્યક્દર્શનવાન્ જીવમાં તિવ્ર વૈરાગ્ય હોય છે, દેવ અને મનુષ્યોનાં ઉત્તમ સુખને પણ દુઃખ રૂપે જોવે છે, આત્મભાન ભૂલાવનારાં સમજે છે, કેમકે

તેની આત્મ દૃષ્ટિ જાગૃત થતી હોવાથી હવે તેને વિવેક પ્રગટતો જાય છે, તેને લઈને જડચૈતન્યના સ્વભાવને વારંવાર પૃથક્ પૃથક્ રૂપે તપાસે છે. ગમે તેવા સુંદર અને મોહક સુખ હોય તો પણ તે પુદ્ગલ દ્રવ્યથીજ ઉત્પન્ન થયેલાં માને છે, માયારૂપ સમજે છે, વિભાવ દશામાં વધારો કરનારાં જાણે છે. આશ્રવને આવવાનાં કારણોરૂપે જોવે છે, એટલે એક આત્મસ્વરૂપની પ્રાપ્તિ જેમાં થાય છે તે મોક્ષસુખ સિવાય તેને કોઇ પણ સ્થળે તાત્ત્વિક સુખની લાગણી થતી નથી. આત્માનો પૂર્ણ વિકાશ કરવો એજ તેનું લક્ષબિન્દુ હોય છે અને તેને ઉદ્દેશીને તેની પ્રવૃત્તિ પણ તેવીજ હોય છે.

## નિર્વેદ.

પ્રભુ માર્ગના આ પ્રવાસીને આ વિશ્વમાં વારંવાર જન્મ મરણ કરવાં, આત્મભાન ભૂલવું, રાગદ્વેષની પ્રવૃત્તિ કરી નવીન કર્મબંધ બાંધવાં, આ વિશ્વ મોહિની જેવી માયાજાળમાં આશક્ત થવું એ હવે સુખદાયી જણાતું નથી, ગમે તેવા વૈભવશાળી પણ માયિક જીવનને હવે તે નારકી સમાન કે બંધીખાના સમાન માને છે, બંધીખાનામાં કે નરકાવાસમાં પડેલો જીવ જેમ તે દુઃખદાઇ સ્થાનમાંથી કંટાળીને છુટવાનો પ્રયત્ન કરે છે તેમ આત્મ આનંદનો અભિલાષી સત્યસુખનો ઇચ્છક આત્મા, આ

સંસારમાં હવે વધારે વાર નિવાસ કરવો તેને, નારકી સમાન કે બંદીખાના સમાન સમજીને તેનાથી છુટવાનો પ્રયત્ન કરે છે, દરેક પ્રસંગે અવસરની રાહ જોવે છે અને જરા બંધનો ઢીલાં થયેલાં જણાતાં ત્યાં જોર વાપરીને તે તે સ્થળેથી બંધનો તોડીને તેનાથો છુટો થઇ આત્મ પરાયણ થાય છે.

## અનુકંપા.

પવિત્ર માર્ગના પથિકોનું હૃદય દયાથી ભિંજાયેલું હોય છે. કેઇનું દુઃખ દેખી કે સાંભળીને તે તેની ઉપેક્ષા કરી શકતો નથી પણ પોતાના પ્રબળ પ્રયત્ને તનમન ધનથી તેનાં દુઃખો દુર કરવા પ્રયત્ન કરે છે. દ્રવ્યથી ઇષ્ટના વિયોગને પામેલાં, રોગથી ઘેરાયેલાં, દુઃખમાં સપડાયેલાં, સંપત્તિના નાશથી નિરાશ થયેલાં ઇત્યાદિને ઉપયોગી મદદ આપીને, કિંમતી સલાહ આપીને ઉત્સાહજનક દિલાસો દઇને અને બીજી પણ તત્કાળ ઉપયોગી મદદ આપવામાં વાર લગાડતો નથી. ધર્મ વિનાનું જીવન ગુજારનારને ધર્મના માર્ગમાં પ્રેરે છે. ધર્મમાં શંકા, કાંક્ષા પામેલાને તાત્વિક માર્ગ સમજાવી તેની શંકાઓ દૂર કરીને ધર્મમાં સ્થીર કરે છે, નહિં જાગૃત થયેલાને જગાડે છે, રૂચિ ઉત્પન્ન કરાવે છે, છેવટે પ્રભુના માર્ગમાં આગળ વધારી આત્મશાંતિ પ્રાપ્ત કરાવવામાં મદદગાર થાય છે.

## શ્રદ્ધા.

આ સમ્યક્ દર્શનવાળો આત્મા પૂર્ણ શ્રધ્ધાળુ હોય છે, અનુભવ જ્ઞાની ઉપર અને તેનાં વચનો ઉપર તેને પૂર્ણ લાગણી હોય છે, અનુભવ જ્ઞાનીઓના વચનમાં તેને જરા પણ શંકા હોતી નથી, કેમકે તેઓ પોતાના અનુભવની વાતો કહે છે અને તે પ્રમાણે વર્તન કરવા તૈયાર હોય તેને માર્ગ બતાવી ખાત્રી કરાવી આપે છે. આવા સાધકનું મન હવે વિશેષ પવિત્ર થતું જતું હોવાથી આત્મમાર્ગનીજ વાતો તેને રૂચે છે. સુક્ષ્મ બાબતોમાં પણ તેની બુધ્ધિ વિશેષ ગ્રહણ કરનારી થાય છે.નિર્મળતાના અંગે હવે તેની વૃત્તિઓ ડામાડોળ થયેલી હોતી નથી કે આ સાચું કે તે સાચું. સત્યવાત તરતજ તેની ધારણામાં આવી જાય છે અને અસત્યવાત ગ્રહણ કરતાં અટકીને ઉભો રહે છે. આવી લાગણીઓ થવી તે સરાગ સમ્યક્ત્વ કહેવાય છે. વ્યવહાર સમ્યક્ત્વ પણ તેનેજ કહે છે.

## વીતરાગ સમ્યક્ત્વ.

આનંદ! વીતરાગ સમ્યક્ત્વ વીતરાગ ચારિત્રની સાથે સંબંધ ધરાવે છે. તેમાં શુધ્ધ આત્માનો અનુભવ હોય છે તેને નિશ્ચય સમ્યક્ત્વ પણ કહે છે. પોતાનો શુધ્ધ આત્માજ ગ્રહણ કરવો યોગ્ય છે એવી રૂચિ એવી ભાવનાને નિશ્ચય સમ્યક્ત્વ કહે છે છતાં તેઓમાં ચારિત્ર મોહનો ઉદય

હોવાથી શુધ્ધ આત્મસ્વરૂપમાં સ્થિરતા થઈ શકતી નથી, આવી રૂચિ કે આવા નિશ્ચયવાળા જીવોને અસંયતિ સમ્યકૃદૃષ્ટિ કહેવામાં આવે છે. તેઓમાં ઉચ્ચ કોટિનું ક્ષાયકસમ્યક્ત્વ હોય છે પણ પૂર્વ કર્મની પ્રબળતાથી દેશવિરતિ કે સર્વ વિરતિવાળો ત્યાગ માગ ગ્રહણ કરી શકતા નથી.

શુદ્ધ આત્મ ભાવનામાંથી નીચે આવ્યા પછી કેટલાક ઉચ્ચ કોટિના આત્માઓ, અરિહંત, સિધ્ધ આદિના ગુણોની સ્તુતિ કરે છે. તેમના ઉત્તમ પુરૂષાર્થની પ્રસંશા કરે છે. તેઓનાં પવિત્ર ચરિત્રો સંભારે છે યા સાંભળે છે. તેમજ વિષય કષાયાદિ દુર્ધ્યાનનો પ્રવેશ પોતાના મનમાં યા વર્ત્તનમાં ન થઈ જાય તે માટે તેમજ સંસારની આશક્તિ તોડવા માટે તે તે શુધ્ધ આત્મસ્વરૂપના આરાધક આ-ચાર્ય, ઉપાધ્યાય તથા મુનિ મહાત્માઓ આદિને દાન આપે છે. તેમનો સત્કાર કરે છે. તેમનું પૂજન કરે છે. આ સર્વ શુભ કાર્યો છે. શુભકાર્યમાં રાગ હોવાને કારણે તેઓને સરાગ સમ્યક્ત્વ હોય છે. તેઓ સરાગસમ્યક્ત્વ દૃષ્ટિ કહેવાય છે, પણ જેને નિશ્ચય સમ્યક્ત્વ કહેવામાં આવે છે, જે વીતરાગ ચારિત્રની સાથે વ્યાપકપણાનો સંબંધ ધરાવે છે, તેવા નિશ્ચય સમ્યક્ત્વનું આ સરાગ સમ્યક્ત્વ પરંપરાએ સાધક છે.

આ સમ્યક્ત્વના વિષયભૂત છ દ્રવ્યોનું જ્ઞાન કરવાની જરૂર છે. તે છ દ્રવ્યોના જ્ઞાનથી સ્વપરની વહેંચણ કરવાનું

હેય જ્ઞેય અને ઉપાદેય રૂપે પદાર્થોનો નિર્ણય કરવાનું કામ ઘણું સહેલું થાય છે અને આત્મ જાગૃતિની દૃઢતા વિશેષ થાય છે.

## છ દ્રવ્યોનું જ્ઞાન.

આનંદ ! વિશ્વના સર્વ પદાર્થોનું જ્ઞાન આ છ દ્રવ્યોને જાણવાથી થાય છે. આ છ દ્રવ્યોમાં વિશ્વના તમામ પદાર્થોનો સમાવેશ થાય છે. તેથી બાહાર કોઈપણ પદાર્થ નથી. ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, કાળ, પુદ્ગલ અને આત્મા આ છ દ્રવ્યો છે. જેમાં શબ્દ, રૂપ, રસ, ગંધ અને સ્પર્શ હોય છે તે પદાર્થને રૂપિ અગર મૂર્તિમાન કહેવામાં આવેછે, અને તે જડ પુદ્ગલ દ્રવ્યછે.

ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય એ બન્ને અરૂપિ જડપદાર્થ છે. જીવ તથા પુદ્ગલોને ગતિ કરવામાં તેમજ સ્થિર રહેવામાં અનુક્રમે બન્ને સહાયક કારણો છે. આ બધાં દ્રવ્યો એક સ્થળે અન્યોઅન્ય અવગાહીને એક બીજામાં પ્રવેશ કરીને પણ રહે છે છતાં પોતપોતનો સ્વભાવ બરોબર જાળવી રાખે છે, તેમાં ફેરફાર થવા દેતા નથી, આ સર્વ દ્રવ્યો જેમાં આધાર આધેયભાવે રહેલાં છે તેને આકાશદ્રવ્ય કહે છે. કાળ એ વર્ત્તના–ફેરફાર કરાવવાના સ્વભાવવાળું દ્રવ્ય છે, પોતાની મેળે વિવિધરૂપે પરિણમતા દ્રવ્યોનું બાહારનું સહકારી કારણ છે.

જુદ જુદા જીવ દ્રવ્યોની ગણુના કરતાં તે જીવ દ્રવ્યો અનંતા છે. આત્મા એ એક પર્યાયવાચક શબ્દ યાને જીવનું જ બીજું નામ છે, જીવોના કરતાં પુદ્ગલ પરમાણુંનાં દ્રવ્યો અનંત ગુણાં છે. ત્યારે ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય અને આકાશ દ્રવ્ય એ ત્રણ દ્રવ્યો એક દ્રવ્ય છે.

જીવ અને પુદ્ગલ સિવાયનાં ચાર દ્રવ્યો જવા આવવા રૂપ ક્રિયા વિનાનાં હોવાથી તે અક્રિય કહેવાય છે. સિદ્ધના જીવો નિષ્ક્રિય છે. જ્યાં સુધી જીવ ક્રિયામાં પ્રવૃત્તિ કરે છે ત્યાં સુધી તે દ્વૈતભાવનો વિષય છે. અદ્વૈતમાં નિષ્ક્રિય સ્થિતિ છે.

ધમાસ્તિકાય અધર્માસ્તિકાય અને આત્મા એ અસંખ્યાત પ્રદેશવાળા છે. આકાશ અનંત પ્રદેશી છે. પરમાણું એક પ્રદેશી છે. જેનો કોઈ પણ રીતે વિભાગ થઈ કે પડી ન શકે તેને પ્રદેશ કહે છે. પરમાણુનો સમુદાય તો સંખ્યાતા અસંખ્યાતા અને અનંત પ્રદેશોના બનેલા હોય છે. જેમાં આ છએ દ્રવ્યો રહેલાં છે તે લોકાકાશ કહેવાય છે. લોકાકાશને મર્યાદિત કરીને અથવા લોકાકાશને આધારભૂત કરીને આ જીવાદિ પાંચે દ્રવ્યો ભાજનમાં રહેલી વસ્તુની માફક આધેય રૂપે રહેલાં છે. જેમાં આ પાંચ દ્રવ્યો નથી તેવો કેવળ આકાશનો ભાગ તે અલોકાકાશ કહેવાય છે. નિશ્ચય દૃષ્ટિએ દરેક દ્રવ્યો પોતપોતાના સ્વભાવમાં–ગુણમાં રહેલાં છે.

આનંદ ! વિભાવ પરિણામવાળા વ્યવહારે પુદ્ગલો જીવને શરીર, મન, વાણી, પ્રાણ, અપાનાદિ ઉત્પન્ન કરે છે. આજ વ્યવહારે ધર્માસ્તકાય ગતિમાં સહાય કરે છે. અધર્માસ્તિકાય જીવને સ્થિતિ–સ્થિર રહેવામાં સહકારી થાય છે. આકાશ જીવને અવકાશ–માર્ગ આપવાનું કામ કરે છે. કાળ દ્રવ્ય શુભાશુભ પરિણામમાં સહકારી થાય છે. આ પ્રમાણે પાંચે દ્રવ્યની મદદથી જીવ ચાર ગતિમાં પરિભ્રમણ કરે છે. તેમાંથી છુટવા માટે ભેદાભેદ રત્નત્રય રૂપ મોક્ષમાર્ગ તરફ પુરૂષાર્થ કરવાની જરૂર છે.

## નિશ્ચયજ્ઞાન.

આનંદ ! જે દ્રવ્ય જે પ્રમાણે છે તે દ્રવ્યને તે તે પ્રકારે જાણવાના આત્માના પરિણામને સમ્યક્જ્ઞાન કહે છે. દ્રવ્યની સત્તાગત શક્તિને જાણવી અથવા દરેક દ્રવ્યની ઉત્પાદ વ્યય અને ધ્રુવતા જાણવી જોઇએ. તેમજ દરેક પદાર્થના દ્રવ્ય ગુણ પર્યાય અને લક્ષણો જાણવાં. એ જાણવામાં સ્વપર પદાર્થોનો જે પરિચ્છેદક ભાવ–બોધ થવા રૂપ અથવા નિશ્ચયાત્મક ભાવ–પરિણામ તે સમ્યક્જ્ઞાન છે, વ્યવહારનયે સવિકલ્પ અવસ્થામાં તત્વના વિચારના સંબંધમાં સ્વપર વસ્તુનો બોધ થવો યા નિશ્ચય કરવો તેને જ્ઞાન કહે છે.

નિશ્ચય દષ્ટિએ વીતરાગભાવવાળી નિર્વિકલ્પ સમાધિમાં

જે સ્વસંવેદન આત્મબોધ થાય છે તેને જ્ઞાન કહેવામાં આવે છે.

## સમ્યક્ ચારિત્ર.

આત્મા અને તે સિવાયનાં દ્રવ્યો સમ્યક્ જ્ઞાનવડે જાણવામાં આવ્યાં તથા તત્ત્વાર્થના શ્રધ્ધાનરૂપ પરિણામવડે શ્રધ્ધા કરીને જે દ્રવ્યો આમજ છે એવી દૃઢતા કરી, ત્યાર પછી જે જે વિભાવ પરિણતિ છે તેને આત્માની પ્રગટ થતી શક્તિના પ્રતિબંધકરૂપે જાણીને જેઓ તેનો ત્યાગ કરે છે તે આત્માના શુદ્ધ સ્વભાવને ચારિત્ર કહે છે. સર્વ ચિંતા જાળનો ત્યાગ કરીને શુદ્ધ આત્માના પરમાનંદ સુખમાં તૃપ્ત થઇ રહેવું તે આત્માજ નિશ્ચય ચારિત્ર છે.

આનંદ! આ મારાં બતાવેલાં રત્નત્રયનો આરાધક જે ભક્ત હોય તે ગુણના ઘરરૂપ આત્માને મૂકીને બીજા વ્યવહારના કોઈપણ દ્રવ્યમાં આશક્ત થતો નથી. તે આત્મા સિવાય કોઈપણ દ્રવ્યનું ધ્યાન કરતો નથી. સવિકલ્પ અવસ્થામાં ચિત્તને સ્થિર કરવા માટે તે પંચ પરમેષ્ટિના ગુણની સ્તુતિ કરે છે. મન વડે પંચ પરમેષ્ટિના અક્ષરોનું તથા તેના રૂપનું શરૂઆતમાં ધ્યાન કરે છે. આ ધ્યાન દેવેન્દ્ર કે ચક્રવર્તિ આદિની વિભૂતિ પ્રાપ્ત થવાનું કારણ છે. તેમજ પરંપરાએ શુદ્ધ આત્મપ્રાપ્તિના હેતુરૂપ છે, છતાં નિશ્ચય રત્નત્રયમાં પરિણમવાના અવસરે તો તે શુદ્ધ આત્માજ

ધ્યાન કરવા યોગ્ય છે અને તરતમાં મોક્ષપ્રાપ્તિનું કારણ પણ તેજ છે.

આનંદ ! જેઓ આ સમ્યક્શ્રદ્ધાન, જ્ઞાન અને ચારિત્રરૂપ રત્નત્રયને આત્મારૂપજ માને છે અને આ આત્મા તેજ પરમાત્મા છે એમ નિશ્ચય કરે છે તેઓ મોક્ષ માર્ગના આરાધક છે. તેઓ શુદ્ધ આત્મ સ્વરૂપનુ ધ્યાન કરે છે અને ધ્યાન કરતાં છેવટે પરમાત્મ સ્વરૂપ થઇ રહે છે. કેવળજ્ઞાનાદિ અનંત ગુણથી પૂર્ણ તથા દ્રવ્ય ભાવ કર્મમળથી રહિત શુદ્ધ આત્મા છે, તેનું ધ્યાન કરનારા પવિત્ર આત્માઓ ઘણા થોડા વખતમાં મોક્ષ પ્રાપ્ત કરી શકે છે.

શરૂઆતના અભ્યાસીઓ ચિત્તને સ્થિર કરવા માટે તથા વિષયકષાયાદિ દુર્ધ્યાનથી બચવા માટે પરંપરાએ મુક્તિના કારણરૂપ અરિહંતાદિ પરદ્રવ્યનું ધ્યાન કરે છે. ચિત્ત સ્થિર થયા પછી મોક્ષના સાક્ષાત્કારણરૂપ પોતાના શુદ્ધ આત્માનેજ ધ્યેયરૂપે ગ્રહણ કરે છે.

આનંદ ! પરમાત્માના ધ્યાનમાં આરૂઢ થયેલો જ્ઞાની સુખદુ:ખને સમભાવે સહન કરે છે, તેથી તેનાં પૂર્વનાં કર્મોની નિર્જરા થાય છે. આત્મ પ્રદેશથી તે કર્મો નિરસ થઇને ખરી પડે છે અને નવીન કર્મનો બંધ તે કરતો નથી. વીતરાગ ચિદાનંદ સ્વભાવવાળા ધ્યાનમાં એકાગ્ર થવું-લીન થવું તે આત્માની આત્મા સાથે અભેદ સ્થિતિ છે. આ સ્થિતિમાં શુભાશુભ કર્મની નિર્જરા થઇ જાય છે. પરદ્રવ્યની

ઇચ્છા ન કરવારૂપ ઇચ્છાના નિરોધરૂપ તપ કરવાથી આવતા કર્મ બંધ થવા સાથે પૂર્વ કર્મની નિર્જરા થાય છે.

## આશ્રવ સંવર રૂપ થાય છે.

આનંદ ! પુન્ય પાપનાં પુદ્દગલો શુભાશુભ પ્રવૃત્તિથી ખેંચાઇ આવે છે. મન, વચન, શરીરની શુભાશુભ પ્રવૃત્તિથી આવતાં સામાન્ય કર્મ પુદ્દગલો તેને આશ્રવ કહેવામાં આવે છે. તે પુદ્દગલો પુન્યનાં પણ હોય છે અને પાપનાં પણ હોય છે. એ કર્મના ઉદયથી જીવને સુખદુ:ખની પ્રાપ્તિ થાય છે. આ સુખદુ:ખના પ્રસંગે જે જાગૃત થયેલ આત્મા પોતાના શુદ્ધ આત્મબોધનો ઉપયોગ ચુકતા નથી તેઓ ઉદય આવેલ શુભાશુભ કર્મની નિર્જરા કરે છે અને શુદ્ધ ઉપયોગની જાગૃતિ હોવાથી આશ્રવ ભોગવવાના વખતે નવાં કર્મોને અટકાવવારૂપ સંવર પણ કરે છે. આ જીવોને આશ્રવપણુ સંવરના કારણરૂપ થાય છે. આ વખતે તે જ્ઞાનીમાં એવી જાગૃતિ હોય છે કે નવીન કર્મ ઉત્પન્ન કરાવનાર રાગ દ્વેષ અને મોહને તે જરાપણ પોતાની પાસે આવવા દેતો નથી. આત્મ ઉપયોગની જાગૃતિ બધી બાબતોની ઉદાસીનતા ઉત્પન્ન કરતી હોવાથી તેના મનમાં તેવો કોઇપણ વિક્ષેપ ઉત્પન્ન થવા પામતો નથી. આને લઇને આશ્રવ પણ સંવરના રૂપમાં કામ કરે છે. સાથે વિચાર બળ પણ અપરાધીઓને ઉપકારીના રૂપમાં મનાવીને, અપરાધી તરફ

કરાતા દ્વેષભાવને ઉપકારીના રૂપમાં પ્રેમભાવ પ્રગટાવીને આશ્રવને બદલે સંવરભાવ ઉત્પન્ન કરાવે છે.

આ જીવ આવા પ્રસંગે જેટલો વખત આત્મઉપયોગમાં લીન થાય છે, એકતાર થઇ રહે છે, પરમસમરસી ભાવમાં પરિણમી રહે છે તેટલો વખત આવા પરિણામે પરિણમી રહેલ આત્મા સંવર અને નિર્જરા પ્રાપ્ત કરે છે. કેમકે આત્મ ઉપયોગની જાગૃતિના વખતમાં તેનામાં માન, પૂજા, લાભ, રાગ, દ્વેષાદિવાળા કોઇપણ સંકલ્પ વિકલ્પો હોતા નથી, તેથી આવતાં કર્મને અટકાવવા રૂપ સંવર તેને હોય છે. તેમજ પૂર્વનાં બાંધેલાં કર્મો ખરી પડવા રૂપ નિર્જરા પણ થાય છે. સ્વરૂપ સ્થિરતાની અગ્નિથી સત્તામાં રહેલો કર્મનો રસ શોષાઈ જતો હોવાથી તે રસ વિનાનાં થયેલાં કર્મો પોતાની મેળેજ ઝરી જાય છે.

## સમભાવ.

આનંદ ! આ માર્ગમાં સમભાવની ઘણી જરૂરીયાત છે. પ્રભુ માર્ગના પ્રવાસીએ જીવનમાં અને મરણમાં, લાભ અને હાનીમાં, સુખ અને દુઃખમાં, હર્ષ અને શોક ઇત્યાદિ અનુકૂળ અને પ્રતિકૂળ સર્વ પદાર્થોમાં સમાનવૃત્તિ રાખવી જોઇએ. અનુકૂળમાં પ્રિતિ અને પ્રતિકૂળમાં અપ્રિતિ લાવવી ન જોઇએ. બાહ્ય અભ્યંતર સર્વ સંગના ત્યાગથી આવતાં કર્મો અટકે છે. તેથી સંવર થાય છે અને સમતા ભાવ

ધારણ કરવાથી સ્વસંવેદન સ્થિતિ પ્રાપ્ત થાય છે, તેથી કર્મની નિર્જરા થાય છે. ઘણા પ્રેમ પૂર્વક અને તિવ્ર ઉત્સાહથી સમભાવની ભાવના કેળવવી જોઇએ. સમભાવ વિનાના સેંકડો ગ્રંથોના જ્ઞાનથી તેવો લાભ થતો નથી કે જેટલો લાભ સમભાવની પ્રક્રિયાને જણાવનારાં શાસ્ત્રોના પરિચયથી થાય છે; જ્યાં સમભાવ છે ત્યાંજ નિશ્ચયથી સમ્યક્ જ્ઞાનદર્શન અને ચારિત્ર છે. જ્યાં સમભાવ નથી ત્યાં આ સમ્યક્ જ્ઞાનાદિ ત્રણ રત્નમાંથી એક પણ રત્ન હોતું નથી. પરમ ઉપશમ ભાવમાં સંયમીપણું હોય છે. જે વખતે તેનાથી વિપરીત કામ ક્રોધાદિમાં આત્મા પરિણમે છે તે વખતે તેનામાં અસંયમીપણું હોય છે. અકષાયની સ્થિતિ તે ચારિત્ર છે. અને ક્રોધાદિથી કલુષિત–મલિન સ્થિતિ જ્યાં હોય છે ત્યાં વિભાવ પરિણામે આત્મા પરિણમેલ હોવાથી અસંયતપણું છે. જે જે નિમિત્તોથી આ જીવને મોહ ઉત્પન્ન થતો હોય, ક્રોધ માનાદિ કષાયો પ્રગટ થતા હોય તેવાં તેવાં નિમિત્તોનો અવશ્ય ત્યાગ કરવો જોઇએ. કેટલીક વખત પ્રગટેલો અગ્નિ પણ બાળવાને લાયક પદાર્થના અભાવે પોતાની મેળે બુઝાઇ જાય છે તેમ ઉદય આવેલા વિષયકષાયો પણ તેવાં નિમિત્ત વિના પોતાની મેળે શાંત થઇ જાય છે. આમ થવાથી મોહાદિ દૂર થવા સાથે આત્મઉપયોગની જાગૃતિના બળે આત્મજ્ઞાન પ્રગટે છે.

જે નિમિત્તોથી કામ ક્રોધાદિ અગ્નિ પ્રગટ થાય તેવા નિમિત્તોનો ત્યાગ કરવો અને જે નિમિત્તોથી કામ કષાયાદિ ઉપશાંતતાને પામે તે તે નિમિત્તોનું વારંવાર સેવન કરવું એ આત્માને માટે ઘણુંજ હિતકારી છે.

આનંદ! જેઓ આ તત્ત્વને સમજીને પરમ ઉપશમ ભાવમાં રહેલા છે, તથા જેઓને પોતાના શુદ્ધ આત્મ ભાવમાં રતિ છે તેઓજ આ વિશ્વમાં સુખી છે. સમભાવને ધારણ કરનારના રાગદ્વેષો નાશ પામે છે. તેનો નાશ કરવાને તેને જુદી મહેનત કરવી પડતી નથી પણ સમભાવના પ્રભાવથીજ રાગદ્વેષ દૂર ચાલ્યા જાય છે. તથા કર્મબંધાદિ શત્રુઓ વિના પ્રયત્ને નાશ પામે છે, અને પરમાત્માના ગુણો વગર ઇચ્છાએ આવી મળે છે. સમભાવ ધારણ કરનાર આત્મા, દેહાદિ વિભાવ પરિવારથી છુટો પડી એકલો લોકના અગ્રભાગ ઉપર આરૂઢ થાય છે અર્થાત્ પરમ શાંતિ પામે છે.

---

## પ્રકરણ ૬ છઠું.

## લોકો જ્યાં સુવે છે ત્યાં જ્ઞાનીઓ જાગે છે.

આનંદ! આત્મભાન ભૂલેલા લોકો જેને રાત્રી માનીને જ્યાં સુખે નિદ્રા લે છે તે રાત્રીમાં પરમ જાગૃતિવાળા યોગીઓ સ્વસંવેદન જ્ઞાનરૂપ રત્નના દીવાના પ્રકાશ વડે મિથ્યાત્વરાગાદિ વિકલ્પ જાળરૂપ અંધકારને દૂર

કરીને, શુદ્ધઆત્મજ્ઞાનના માર્ગમાં જાગૃત રહીને પોતાનો પ્રવાસ ચાલુ રાખે છે. આ યોગીઓની પ્રકાશવાળી જાગૃત આત્મદશા, મિથ્યાત્વરાગાદિ અંધકારમાં વ્યાપ્ત થયેલા જીવોને રાત્રીસમાન લાગે છે, તેથો તેવી રાત્રીમાં તેઓ ઘસ ઘસાટ ઉંઘ્યા કરે છે, અને જ્યાં શુભાશુભ મન વચન કાયા ના વ્યાપારમાં પરમાત્મતત્ત્વથી પરાઙ્મુખ થયેલું જગત્ જાગૃત થઇને પ્રવૃત્તિ કરી રહેલું છે ત્યાં આ પરમાત્મ માર્ગના પ્રવાસી યોગીઓ તેને રાત્રીમાનીને તેમાં મન વચન શરીરની પ્રવૃત્તિ અટકાવવા રૂપ નિદ્રા લે છે. અર્થાત્ ત્રણ ગુપ્તિમાં લીન થઇ વીતરાગ નિર્વિકલ્પ સમાધિરૂપ યોગ નિદ્રામાં નિદ્રિત થાય છે. આબાહ્ય વિષયોથી પરાઙ્મુખ થવું તેજ ઉપશમ ભાવની દશા છે.

પરમાત્મદશા અને રાગાદિ આશ્રવ વાળી દશા તે બન્નેના ભેદને જાણનાર ભેદજ્ઞાની સમભાવમાં રહીને બાહા-રના કોઇપણ વિષયોમાં રાગદ્વેષ કરતો નથી. આ સમભાવ વાળી જાગૃત દશા વડેજ ભાવી કાળમાં તેનો ઉદ્ધાર થાય છે. સમભાવ વિના શુદ્ધ આત્મ ભાવનો લાભ થતો નથી. જ્ઞાની પુરૂષો સમભાવની જાગૃતિને મોક્ષના પરમ કારણ-રૂપ જાણીને પોતે અભિમાન વૃત્તિથી કોઇને કાંઈ કહેતા નથી, કોઈ કાર્યમાં પ્રેરતા નથી. કોઈની નિંદા કે સ્તુતિ કરતા નથી. કેમકે પરમ ઉપેક્ષાવાળી સંયમ ભાવના સિદ્ધિનું કારણ છે. સિદ્ધાંતના સારભૂત આ પરમગુપ્તિથી ગુપ્ત અવસ્થામાં

તેઓ પ્રેરણા, કથન, નિંદા કે સ્તુતિ વિગેરે કાંઇપણ કરવા જતાં તેમને તે અવસ્થાઓમાંથી નીચા આવવું પડે છે.

## પરિગ્રહ ઉપર રાગદ્વેષ ત્યાગ.

આનંદ ! આ પરમશાંતિના માર્ગમાં બાહ્ય અને અભ્યંતર બન્ને જાતિના પરિગ્રહ ઉપર રાગદ્વેષનો ત્યાગ કરવાની જરૂર રહે છે. રાગ કે દ્વેષ એમાંથી જો એકની પણ હૈયાતિ હોય તો સમભાવ ટકી શકતો નથી. મિથ્યાત્વ, સ્રીવેદ, પુરૂષવેદ, નપુંસકવેદ, હાસ્ય, રતિ, અરતિ, ભય, શોક, જુગુપ્સા આ નવ નોકષાય છે. એ સાક્ષાત્કષાય નથી પણ તેમાંથી કષાય ઉત્પન્ન થવાનો ઘણો સંભવ છે. પ્રથમનું મિથ્યાત્વ ભેળવતાં દશ થયા. તે સાથે, ક્રોધ, માન, માયા અને લોભ એ સર્વ મળીને ચૌદ પ્રકારનો અભ્યંતર પરિગ્રહ છે. જેમ બાહારનો પરિગ્રહ વિવિધ ઉપાધિ અને કર્મ બંધનું કારણ છે તેમ આ અંદરનો પરિગ્રહ ચૌદ પ્રકારનો તે વિશેષ પ્રકારે ઉપાધિ ઉત્પન્ન કરનાર અને બંધન લાવનાર છે. તથા જમીન, ઘર, સોનું, રૂપું, ધન, ધાન્ય, દાસ, દાસી અને ઘરની સામાન્ય બધી જાતની ઘરવખરી એ નવ પ્રકારનો બાહ્ય પરિગ્રહ છે. આ બાહ્ય અને અભ્યંતર બન્ને પ્રકારના પરિગ્રહ ઉપર રાગ દ્વેષ ન કરનારને અથવા તેનો ત્યાગ કરનારને કર્મ બંધનનાં ઘણાં કારણો ઓછાં થાય છે અથવા નાબુદ થઇ જાય છે.

## વિષયો ઉપર રાગદ્વેષ ત્યાગ.

આનંદ ! વિષયોથી આત્મ સ્વભાવ જેણે જુદો જાણ્યો છે તેઓ વિષય ઉપર રાગદ્વેષ કરતા નથી. ઈંદ્રિયોથી ગ્રહણ કરાતા દેખેલા સાંભળેલા અને અનુભવેલા વિષયો તેને મન વચન અને શરીરવડે ગ્રહણ કરવા કરાવવા અને અનુમોદન કરવા રૂપે ત્યાગ કરવામાં ન આવે તો સમભાવ આવી શકતો નથી. અને સમભાવ વિના શુદ્ધ આત્માનો અનુભવ થતો નથી, માટે પ્રભુના માર્ગમાં ચાલવાની ઇચ્છા કરનારાઓએ પાંચ ઈંદ્રિયોના વિષયોમાંથી રાગદ્વેષને દૂર કરવા જોઇએ.

## દેહ ઉપર રાગદ્વેષ ન કરવો.

આનંદ ! જેણે આત્માને દેહથી જુદો જાણ્યો છે તેઓ દેહ ઉપર રાગદ્વેષ કરતા નથી. આ દેહથી પ્રાપ્ત કરાતું સુખ ભવિષ્યમાં પોતાને દુઃખ ઉત્પન્ન કરનારૂં નિવડે છે, વળી તે સુખ ખંડિત છે, કાયમ ટકી રહેનારૂં નથી, દેખતાં દેખતાં ક્ષણમાં નાશ પામે છે, કર્મ બંધનું કારણ છે અને રાગદ્વેષ ઉત્પન્ન કરાવનારૂં છે, માટે તે તાત્વિક સુખ નથી પણ દુઃખજ છે.

## વ્રત અને અવ્રતથી આત્મા જુદો છે.

વ્રત અને અવ્રત એ બન્નેથી આત્મા જુદો છે. આ બન્ને વિકલ્પો પુન્ય તથા પાપબંધના કારણભૂત છે. પર-

આત્માના માર્ગમાં ચાલનારાઓ પોતાના શુદ્ધ આત્મામાં સ્થિરતા કરીને વ્રતના સંબંધમાં રાગ કરતા નથી. હું વ્રતધારી છું એવું અભિમાન કરતા નથી. તેમજ અવ્રતના સંબંધમાં દ્વેષ પણ કરતા નથી. જે સર્વ નિવૃત્તિના પરિણામરૂપ વ્રત છે તે પૂર્ણ વ્રત હોવાથી આદરવા યોગ્ય છે. હિંસા, અસત્ય, ચોરી, અબ્રહ્મચર્ય અને પરિગ્રહ. આ પાંચમાં પ્રવૃત્તિ કરવી તે અવ્રત છે. તેમાં રાગ દ્વેષ કરવા એ પ્રવૃત્તિ છે. તેનો નિષેધ કરવો તે નિવૃત્તિ છે. આ રાગ દ્વેષ બાહ્ય પદાર્થ સાથે સંબંધ ધરાવે છે માટે તેનો ત્યાગ કરવો.

અહિંસા, સત્ય, અચૌર્ય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ. આ પ્રસિદ્ધ અહિંસાદિને વ્રત કહેવામાં આવે છે. આ વ્રતો વ્યવહારે એક દેશથી વ્રત છે. તેમાં સર્વ પ્રકારે રાગદ્વેષનો ત્યાગ થઈ શકતો નથી. જેમકે જીવઘાત કરવાની નિવૃત્તિ અને જીવદયાના વિષયમાં પ્રવૃત્તિ. અસત્ય વચન બોલવાની નિવૃત્તિ અને સત્ય બોલવામાં પ્રવૃત્તિ. અદત્ત ગ્રહણના સંબંધમાં નિવૃત્તિ અને દત્ત ગ્રહણમાં પ્રવૃત્તિ. અબ્રહ્મચર્યથી નિવૃત્તિ અને બ્રહ્મચર્યમાં પ્રવૃત્તિ. પરિગ્રહની નિવૃત્તિ અને અપરિગ્રહના વિષયમાં પ્રવૃત્તિ. ઇત્યાદિ રૂપે એક ભાગે વ્રત છે અને એક દેશે અવ્રત છે. અર્થાત્ નિવૃત્તિ રૂપ વ્રત છે અને પ્રવૃત્તિ કરવા રૂપ અવ્રત છે.

આનંદ! પૂર્ણવ્રત તે કહેવાય છે કે જેમાં રાગદ્વેષ વાળા સંકલ્પ વિકલ્પના કલ્લોલો બીલકુલ ઉઠતા નથી. મનાદિ ત્રણ ગુપ્તિથી ગુપ્ત પરમ સમાધિમાં શુભાશુભ બન્ને વિકલ્પોનો ત્યાગ થઈ જાય છે તેને પરિપૂર્ણ વ્રત કહેવામાં આવે છે.

આ પૂર્ણવ્રત આત્મસ્વભાવરૂપ હોવાથી તેનો ત્યાગ કરવાનો નથી, પણ જે શુભ વિકલ્પરૂપ વ્રત અને અશુભ વિકલ્પ રૂપ અવ્રત, જે દેશ પ્રવૃત્તિ નિવૃત્તિ વાળાં છે તે બન્નેમાં સમભાવ ધારણ કરનાર રાગદ્વેષ કરતો નથી કેમકે તે બન્ને શુભાશુભ બંધરૂપ છે. આંહી એટલું ધ્યાનમાં રાખવાનું છે કે જેઓ કાંઇપણ વ્રત કરતા નથી તેમણે પ્રથમ આ વ્રતો ગ્રહણ કરવાં જોઇએ. પણ તેઓની દૃષ્ટિ છેવટે પૂર્ણવ્રત તરફ વાળવી જોઇએ. અપેક્ષાએ અશુભ કરતાં શુભ વધારે સારૂં છે પણ શુભ કરતાં શુદ્ધ તેનાથી પણ વધારે સારૂં છે, એટલે અવ્રતિઓએ વ્રત લેવાં, અને વ્રત લીધેલાઓએ જ્ઞાનપરાયણ થઈ શુદ્ધ સ્વરૂપમાં સ્થીરતા કરવી. આગળ વધવાનો વ્રતના સંબંધમાં આ ક્રમ છે.

## તાત્વિક દૃષ્ટિએ પુન્ય પાપ સરખાં છે

આનંદ! વિભાવ પ્રવૃત્તિવાળાં પરિણામ બંધનું કારણ છે અને સ્વભાવ પ્રવૃત્તિવાળાં પરિણામ મોક્ષનું કારણ છે એમ જે સાધક જાણતો નથી તેજ પુન્ય તરફ

પ્રવૃત્તિ અને પાપ તરફથી નિવૃત્તિ કરે છે. નિશ્ચય દષ્ટિએ આત્મ ભૂમિકામાં પુન્ય પાપ બન્ને ત્યાગ કરવા યોગ્ય છે, છતાં તે ભૂમિકાને નહિં સમજનાર પુન્યને ગ્રહણ કરે છે અને પાપનો ત્યાગ કરે છે.

આનંદ ! જે સાધક આત્મરૂચીરૂપ સમ્યક્દર્શન, સ્વસંવેદન બોધરૂપ સમ્યક્જ્ઞાન અને પરમ સમરસી ભાવમાં નિશ્ચળ સ્થિરતારૂપ ચારિત્ર એ ત્રણ રત્નરૂપ આત્માને જાણતો નથી, આ ત્રણ રત્નોજ મોક્ષનાં કારણો છે એમ સમજતો નથી તેજ સાધક પુન્યને ગ્રહણ કરવા અને પાપને ત્યાગ કરવા યોગ્ય સમજે છે. પણ જે રત્નત્રયમાં પરિણમિ આત્માનેજ મોક્ષના માર્ગરૂપ જાણે છે તે સમ્યક્દષ્ટિ જીવ પરંપરાએ મોક્ષના કારણરૂપ તીર્થંકર નામ કર્મ આદિની પ્રકૃતિને ઇચ્છા વિનાની વૃત્તિ વડે પુન્યરૂપ હોવા છતાં ગ્રહણ કરે છે તો પણ તે ઉપાદેય રૂપે તેને સ્વિકારતો નથી.

આનંદ ! પુન્ય પાપનાં પુદ્ગલો જુદાં છે. તેમજ પુન્ય પાપ બંધનાં પરિણામો પણ જુદાં જુદાં છે; છતાં સોનાની અને લોઢાની સાંકળ બન્ને બંધન કરવામાં અને વજનમાં તો સરખીજ છે, તેમ જીવને કર્મની બેડીમાં જકડી લેવામાં અને આત્માની સત્તા શક્તિને દબાવી દેવામાં પુન્ય અને પાપ બન્ને સરખું કામ કરતા હોવાથી બન્ને ત્યાગ કરવા

યોગ્ય છે. જે સાધક આ દૃષ્ટિએ પુન્ય તથા પાપને સરખાં માનતો નથી તે જીવ પુન્યમાં આશક્ત થઈ આત્મભાન ભૂલીને સંસારમાં પરિભ્રમણ કરે છે.

આનંદ ! એટલી વાત વિશેષ પ્રકારે ધ્યાનમાં રાખવાની છે કે કોઈ સાધક પુન્યપાપને સરખાં ગણીને શુભ ક્રિયામાં પ્રવૃતિ ન કરે અને વીતરાગ નિર્વિકલ્પ સમાધિ પણ પામી શકે નહિં તો તે બન્ને માર્ગથી પતિત થાય છે. એટલે મારો કહેવાનો આશય એ છે કે જેઓ શુદ્ધ આત્માના અનુભવરૂપ ત્રણ ગુપ્તિમાં ગુપ્ત થઇ તેમાંજ લીન થાય છે તેવાઓને માટે તો કાંઇપણ કહેવાનું નથી. તેઓ પુન્ય પાપને સમાન ગણીને બન્નેની ઉપેક્ષા કરે તો તે યોગ્યજ છે, પણ તેવી સ્થિતિ વિનાના ગૃહસ્થાશ્રમમાં રહેલા જીવો દાન પૂજાદિકનો પુન્ય બંધ થવાના કારણે ત્યાગ કરે, તેમજ તેવી સ્થિતિ પામ્યા વિનાના મુનિઓ પણ જો આવશ્યકાદિ ક્રિયાનો ત્યાગ કરે તો તેઓ બન્ને સ્થિતિથી ભ્રષ્ટ થાય છે.

આનંદ! દુઃખથી પીડાયેલા જીવો જો ધર્મ માર્ગમાં વિશેષ પ્રવૃત્તિ કરતા હોય તો તે દુઃખ પણ એક અપેક્ષાએ સારૂં માનવામાં આવે છે. પ્રથમ પાપનો—અશુભનો ઉદય જીવને દુઃખ આપે છે, આ દુઃખથી કંટાળેલો જીવ તેમાંથી છુટકારો મેળવવા ધર્મને રસ્તે પ્રવૃત્તિ કરે છે એટલે આ દુઃખ પણ સારૂં છે કે જેણે જીવને ભેદાભેદ રત્નત્રયરૂપ આ-

ત્મ સ્વભાવ તરફ પ્રવૃત્તિ કરાવી. આ અપેક્ષાએ પાપનો ઉદય પણ સારો ગણવામાં આવે છે.

આનંદ ! દેખેલા સાંભળેલા અને અનુભવેલા ભોગોની ઇચ્છારૂપ નિયાણું કરવા પૂર્વક જ્ઞાન, વ્રત, તપ, જપ, દાનાદિકથી ઉપાર્જન કરાયેલું પુન્ય તે ત્યાગ કરવા યોગ્ય છે. ભાવી ફળની ઇચ્છાપૂર્વક આ પુન્ય કરાયેલું હોવાથી તે પુન્યથી ભવાંતરમાં રાજ્ય આદિની પ્રાપ્તિ તેને થશે, પણ તે આત્મ જાગૃતિ વિનાનું પુન્ય હોવાથી, તેમજ મારા આ પુન્યના બદલામાં મને અમુક રાજ્ય, સ્ત્રી, પુરૂષ કે સમૃદ્ધિની પ્રાપ્તિ થાઓ તેવા નિયાણાવાળું પુન્ય હોવાથી તેનાથી મેળવેલા ભોગોનો તે ત્યાગ કરી શકશે નહિં, તેમાં તેની આશક્તિ વિશેષ હોવાથી એ પુન્ય રાવણ આદિની માફક ભાવી નરકાદિ દુઃખનું કારણ બનશે, માટે તે ત્યાગ કરવા યોગ્ય છે. જેઓ કોઇપણ પ્રકારની ઇચ્છા સિવાય આત્મ સ્વરૂપ પ્રગટ કરવા પુરૂષાર્થ કરી રહેલા છે અને ત્રુટક ધર્મ ધ્યાન કરવા વડે તથા મન વચન કાયાની તેમજ ધનાદિનો શુભ માર્ગે ઉપયોગ કરવા વાળી પ્રવૃત્તિ કરી રહ્યા છે તે પ્રવૃત્તિ કરતાં જે પુન્ય બાંધે છે તેવા જીવો તે પુન્યના યોગથી ભવાંતરમાં રાજ્ય આદિ પામીને પણ બળભદ્રાદિની માફક ભોગોનો ત્યાગ કરીને ચારિત્ર ધર્મમાં પ્રવૃત્તિ કરી ઉચ્ચગતિના ભાગી થાય છે.

## પુન્ય કરતાં આત્મ સન્મુખ થવું સારૂં છે.

આનંદ! આત્મ દર્શનના સન્મુખ પ્રવૃત્તિ કરતાં કદાચ મરણ થતું હોય તો પણ તે ઇચ્છવા યોગ્ય છે પણ આત્મ દર્શનથી વિમુખ થઇને પુન્ય ઉપાર્જન કરવું તે સારૂં નથી.

સમ્યક્દર્શન વિનાના જીવો પુન્યવાન્ હોય તો પણ તે પાપી કહેવાય છે અને સમ્યક્ આત્મદર્શન પામેલા જીવો ભવાંતરમાં ઉપાર્જન કરેલા પાપના ફળને ભોગવતા છતાં તે પુન્યવાન્ છે. કારણ કે સમ્યક્ દર્શનવાળા જીવોનું મરણ-પણ ભાવી કલ્યાણ રૂપ છે. ભવિષ્યમાં તે જ્યાં ઉત્પન્ન થશે ત્યાં પોતાનો માર્ગ પાછો શરૂ કરશે. પણ સમ્યક્ દર્શન વિનાનાં જીવોનું પુન્ય પણ કલ્યાણકારી નથી કેમકે આ આત્મજાગૃતિ વિના અને નિયાણાવાળા પુન્યથી ભવાંતરમાં ભોગોની સામગ્રી મેળવીને તેમાં આશક્ત થઇ, રાગ દ્વેષ અજ્ઞાનાદિ કારણો વડે નવીન અશુભ કર્મ ઉત્પન્ન કરીને નરકાદિ ગતિમાં તેને પરિભ્રમણ કરવું પડશે. આશય એવો છે કે સમ્યક્ત્વ સહિત નરકમાં નિવાસ થાય તો પણ તે શ્રેષ્ઠ છે પણ સમ્યક્ દર્શન વિના દેવલોકની પ્રાપ્તિ થાય તો પણ તે સારી નથી.

આનંદ! શુદ્ધ આત્મતત્ત્વ પ્રાપ્ત કરવાની રૂચિવાળા જીવો કેટલાએક તો આ ભવમાંજ પરમ શાંતિ મેળવે છે.

કેટલાએક દેવભૂમિમાં જાય છે, પણ આત્મ સન્મુખ થયા સિવાયના જીવો પુન્ય કરવા છતાં માનસિક અનેક પ્રકારના દુઃખો સહન કરે છે. નિયાણાવાળા પુન્યથી વૈભવતો મળે છે પણ તે વૈભવ અહંકારને ઉત્પન્ન કરે છે. આ મદ ભરેલા અહંકારથી બુદ્ધિમાં મોહ ઉત્પન્ન થાય છે. મોહથી વિવેક નાશ પામે છે. બુદ્ધિની મૂઢતાને લીધે જીવ પાપમાં પ્રવૃત્તિ કરે છે, માટે આવા પ્રકારના પુન્યની બીલકુલ ઇચ્છા ન કરવી.

આનંદ ! આત્મજાગૃતિવાળા જીવોને પુન્ય મદદગાર થાય છે, બુદ્ધિ આદિને ભ્રમિત ન કરતાં તેના વચનમાં સત્યતા લાવે છે, વિવેક પ્રગટાવે છે, હૃદયમાં દયા ઉત્પન્ન કરાવે છે, ભુજાના બળમાં બીજાના રક્ષણ માટે શૌર્યતા અર્પે છે, લક્ષ્મી દુ:ખીઓના દુ:ખો દૂર કરવામાં ઉપયોગી બને છે, અને નિર્વાણના માર્ગમાં તેની ગતિ કોઈ અટકાવી શકતું નથી.

આનંદ ! દેવ, ગુરૂ અને શાસ્ત્રની ભક્તિથી પુન્ય ઉપાર્જન થાય છે. મુખ્ય વૃત્તિએ કર્મ ક્ષય થતો નથી, પણ પરંપરાએ તે પુન્ય મોક્ષ માર્ગમાં આગળ વધવાનું કારણ બને છે. આત્મદૃષ્ટિ જાગૃત થયા સિવાય આત્મસ્વભાવ પ્રગટે નહિં. કેટલાએક મનુષ્યો આ માર્ગમાં આગળ વધવા માટે શરૂઆતમાં પંચપરમેષ્ટિ મંત્રનું સ્મરણ કરે

છે, દેવ ગુરૂ આદિની ભક્તિ કરે છે. તેમ કરવામાં તેઓની ધારણા પુન્ય ઉપાર્જન કરવાની હોતી નથી પણ ખેડુત જેમ ડાંગર ઉત્પન્ન કરવાની ધારણાથી ખેતરમાં ડાંગર વાવે છે, છતાં ઘાસ પરાળ આદિ સ્વભાવિક ઉત્પન્ન થઈ જાય છે, તેમ આ પંચ પરમેષ્ટિનું સ્મરણ દેવગુરૂ આદિની ભક્તિ ઈત્યાદિ કરવામાં તેઓની ધારણા અને પ્રયત્ન આત્મસ્વરૂપ પ્રગટ કરવા માટે હોય છે છતાં ઈચ્છા વિના પુન્ય પણ ઉત્પન્ન થઇ આવે છે. કેવળ પુન્ય બંધ માટે તેમનો પ્રયત્ન હોતો નથી.

દેવ ગુરૂ અને શાસ્ત્ર એ સાક્ષાત્ પુન્યબંધનાં કારણો છે અને પરંપરાએ મોક્ષનાં કારણો છે, તેઓની નિંદા કરવાથી કે તેઓના ઉપર દ્વેષ કરવાથી મહાન્ પાપ બંધાય છે. આ પાપથી સંસારમાં પરિભ્રમણ કરવું પડે છે, માટે આત્મ પ્રાપ્તિના સાધનરૂપ મદદગાર સાધનો તરફ ભક્તિભાવ રાખવાની ખાસ જરૂર છે, જેના પરિણામે છેવટે આત્મા પરમાત્મ સ્વરૂપ થઈ રહે છે.

આનંદ ! પાપથી નરકની તથા પશુ આદિ તિર્યંચની ગતિ મળે છે. પુન્યબંધથી દેવગતિમાં જવાય છે, પુન્ય પાપ બન્નેની મિશ્રતાથી મનુષ્યની ગતિ પમાય છે. આત્માના શુદ્ધ ઉપયોગ વડે પુન્ય પાપ બન્નેનો ક્ષય કરવાથી મોક્ષની પ્રાપ્તિ થાય છે.

## પ્રતિક્રમણ, પચ્ચખાણ અને આલોચણા.

આનંદ ! અતિતકાળમાં દેખેલા, સાંભળેલા અને અનુભવેલા ભોગોવાળા રાગાદિ દોષોનો, નિર્વિકલ્પ પરમાત્મતત્ત્વની ભાવનાના બલ વડે નાશ કરવો તે પ્રતિક્રમણ છે.

આવતા કાળમાં વિવિધ પ્રકારના ભોગો ભોગવવાની ઇચ્છાવાળા રાગાદિનો વીતરાગ ચિદાનંદના અનુભવની ભાવનાના બલ વડે ત્યાગ કરવો તે પ્રત્યાખ્યાન છે.

વર્ત્તમાન કાળમાં ઉદય આવેલ શુભાશુભ નિમિત્તો તથા હર્ષશોકવાળાં પરિણામોને શુદ્ધ આત્મજ્ઞાનના બલવડે પોતાના શુદ્ધ આત્મદ્રવ્યથી અલગ કરવાં તે આલોચણા છે, આ ત્રણેમાં આત્મજાગૃતિ હોવાથી આત્માના શુદ્ધ ઉપયોગે કર્મની નિર્જરા થાય છે. ત્યારે વ્યવહાર પ્રતિક્રમણ, પચ્ચખાણ અને આલોચણામાં આત્માનો શુભ ઉપયોગ હોવાથી પુન્ય બંધનું કારણ છે. શુધ્ધ ઉપયોગ રૂપ આત્મ સ્વભાવમાં રહેવું તે ઉત્તમ માર્ગ છે, તેમાં ન રહી શકાય તેમણે શુભ ઉપયોગવાળાં પ્રતિક્રમણાદિ કરીને શુધ્ધ ઉપયોગમાં જવા માટે પુરૂષાર્થ કરવો.

આનંદ ! જ્ઞાની પુરૂષોને જ્ઞાન ભાવમાં પરિણમવા સિવાય પ્રતિક્રમણ, પ્રત્યાખ્યાન, આલોચણા, વંદન, કર્મ નિંદન આદિ શુભ ઉપયોગરૂપ વિકલ્પજાળમાં પ્રવૃત્તિ કર-

વાની જરૂર નથી. જે મનુષ્યના પરિણામ શુદ્ધ નથી, વારંવાર વિષયાકારવૃત્તિ ઉદ્‌ભવે છે, વિષય કષાયમાં, ખ્યાતિ પૂજા લાભાદિવાળા મનોરથોમાં જેનું ચિત્ત વારંવાર ભટક્યા કરે છે, વાસિત થાય છે, તેવાઓમાં આત્મસંયમ નથી માટે તેમણે વારંવાર પ્રતિક્રમણ, પ્રત્યાખ્યાન, આલોચના, વંદન, અશુભ કર્મનિંદન આદિ શુભ ભાવનાવાળા કર્ત્તવ્યમાં પ્રવૃત્તિ કરવી.

## શુદ્ધ ઉપયોગમાં સંયમ છે.

**सुद्धस्सय सामन्नं भणियं, सुद्धस्स दसणं नाणं,**
**सुद्धस्स निव्वाणं सोच्चिय सुद्धो नमो तस्स. १**

આનંદ ! શુદ્ધ ઉપયોગમાં સાધુપણું છે. શુદ્ધ ઉપયોગમાં દર્શન છે. શુદ્ધ ઉપયોગમાં જ્ઞાન છે. શુદ્ધ ઉપયોગમાં મોક્ષ છે. તે શુદ્ધ ઉપયોગ ધારણ કરનારને નમસ્કાર હો. ૧.

આત્માવડે આત્માને વિષે સંયમન કરવારૂપ સંયમ શુદ્ધ ઉપયોગવાળાનેજ હોય છે.વીતરાગ સંયમ અને સરાગ સંયમ તે પણ શુદ્ધ ઉપયોગવાળાને હોય છે. સામાયાકાદિ પાંચ પ્રકારના સંયમો તે પણ શુદ્ધ ઉપયોગ વાળાને હોય છે. પર દ્રવ્યની ઇચ્છાનો નિરોધ કરવા રૂપ તપ તે શુદ્ધ ઉપયોગવાળાને હોય છે. ક્ષાયકસમ્યકત્વ અને કેવળજ્ઞાન તે પણ શુદ્ધ ઉપયોગેજ થાય છે અને દ્રવ્ય ભાવ કર્મનો ક્ષય તે પણ શુદ્ધ ઉપયોગથી થાય છે

## શુદ્ધ ભાવ તેજ ધર્મ છે.

આનંદ ! આત્માના વિશુદ્ધ પરિણામ તે ધર્મ છે. સંસારમાં પડતાં પ્રાણિનો ઉદ્ધાર કરી મોક્ષ સ્થિતિમાં સ્થાપન કરે તે ધર્મ છે. નયની અપેક્ષાએ શુદ્ધ પરિણામની અંદર સર્વ ધર્મોનો અંતરૂભાવ–સમાવેશ થઇ જાય છે. અહિંસારૂપ ધર્મ તે શુદ્ધ પરિણામ વિના સંભવે નહિં, ગૃહસ્થનો અને ત્યાગીનો ધર્મ તે પણ વિશુદ્ધ ભાવ વિના ન હોય, ક્ષમાદિ દશ પ્રકારનો ધર્મ તે પણ આત્માના શુદ્ધ ભાવની અપેક્ષા રાખે છે. રાગદ્વેષ અને મોહના પરિણામ રહિત ધર્મ તે પણ આત્માના શુદ્ધ પરિણામજ છે અને વસ્તુનો સ્વભાવ તે ધર્મ છે, તે પણ શુદ્ધ ભાવજ છે.

એક વિશુદ્ધ પરિણામ તેજ મોક્ષનો માર્ગ છે. જેઓ તે ભાવથી ચલિત કે પતિત થાય છે તેઓ કેવી રીતે મુક્ત થઇ શકશે? નહિંજ થાય. માટે શુભાશુભ સંકલ્પ વિકલ્પ રહિત શુદ્ધ સ્વભાવને ટકાવી રાખવા નિરંતર પુરૂષાર્થ કરવાની જરૂર છે.

આનંદ ! પ્રખ્યાતિ, પૂજા, લાભ, દેખેલા અને સાંભળેલા ભોગોની ઇચ્છા ઇત્યાદિ દુર્ધ્યાનવડે જ્યાં સુધી ચિત્ત રંગાયેલું હોય છે, અથવા તન્મય થયેલું રહે છે ત્યાં સુધી મોક્ષને અર્થે કોઇપણ સ્થળે જાઓ, ગમે તે ક્રિયા કરો તો પણ ચિત્ત શુદ્ધિ કર્યા વિના મોક્ષ થવાનું નથી. ભોગોનો

અનુભવ કર્યાં વિના-ભોગવ્યા વિના પણ દુર્ધ્યાનવડે-મનની મલીનતાવડે જીવો કર્મ બાંધે છે, માટે ચિત્ત શુદ્ધિ કરવા નિરંતર પ્રયત્ન કરવો.

## શુભ અશુભ અને શુદ્ધ ઉપયોગ.

આનંદ ! શુભ પરિણામોવડે પુન્ય થાય છે, અશુભ પરિણામોવડે પાપ થાય છે. અને શુભાશુભ પરિણામ રહિત કેવળ શુદ્ધ પરિણામથી કર્મની નિર્જરા થાય છે. સ્ફટિક રત્ન શુદ્ધ હોય છે, તેની પાછળ જો કાળી ઉપાધિ મૂકવામાં આવી હોય તો તે કાળું દેખાય છે, પીળી ઉપાધિ મૂકવામાં આવી હોય તો તે પીળું દેખાય છે, પણ બધી ઉપાધિ વિનાનું તે સ્ફટિક હોય છે ત્યારે તો તે તદ્દન શ્વેત દેખાય છે, તેમ આત્મા અશુભ શુભ અને શુદ્ધ ઉપયોગ રૂપ ત્રણ જાતનાં પરિણામે તે તે નિમિત્તોવડે પરિણમે છે. અશુભપણે પરિણમવામાં આજીવ મિથ્યાત્વ, વિષય કષાયાદિ નિમિત્તોનું અવલંબન ગ્રહણ કરે છે; અને તેનાથી પાપ બંધ કરે છે.

બીજા શુભ પરિણામે પરિણમવા માટે વીતરાગદેવ અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાયજી અને મુનિરાજ આ પંચ પરમેષ્ટિ કહેવાય છે તેના ગુણોનું સ્મરણ, નામસ્મરણ, દાન દેવું, પૂજન, વંદન, નમન કરવાં. ઇત્યાદિ નિમિત્તોનું અવલંબન લે છે, તેથી પુન્યરૂપ શુભ કર્મ બંધન કરે છે.

ત્રીજા શુદ્ધ પરિણામે પરિણમવામાં શુદ્ધ આત્માના

સ્વરૂપાકારે પરિણમવા રૂપ અવલંબન જીવ ગ્રહણ કરે છે. આ શુદ્ધ આત્માના અવલંબનવાળા શુદ્ધ ઉપયોગથી કર્મોની નિર્જરા કરીને કેવળ જ્ઞાનાદિ અનંતગુણ પ્રગટ કરવા રૂપ મોક્ષ પામે છે.

## સ્વસંવેદન જ્ઞાન.

આનંદ ! અન્નદાન, અભયદાન, ઔષધદાન, અને શાસ્ત્રાદિના દાનથી આત્મદર્શનરૂપ, સમ્યક્‌દર્શન વિનાના જીવો પાંચ ઇંદ્રિયોના ભોગો મેળવે છે. સમ્યક્‌ત્વવાન જીવો તેવું દાન આપીને ભોગોની પ્રાપ્તિ થવા સાથે પરંપરાએ કાળાંતરે મોક્ષની પ્રાપ્તિ મેળવે છે, છતાં ખરી રીતે તો તરતમાં તે પુન્યથી દેવગતિ આદિમાં પાંચ ઇંદ્રિયોના ભોગોની પ્રાપ્તિ મેળવે છે.

એવીજ રીતે તપ કરવાથી દેવેન્દ્ર ચક્રવર્ત્તિ આદિની વિભૂતિ મળે છે. પરંપરાએ એ તપ મુક્તિનું કારણ થાય છે.

જેમાં વીતરાગ ભાવ રહેલો છે અને પોતાનોજ પોતાને બોધ જેમાં થઇ રહેલો હોય છે આવી સ્થિતિને વીતરાગ સ્વસંવેદન નિર્વિકલ્પ જ્ઞાન કહે છે તેવા વીતરાગ સ્વસંવેદન નિર્વિકલ્પ જ્ઞાન વડે જન્મ મરણ વિનાનું મોક્ષ પ્રાપ્ત થાય છે તેજ વીતરાગ સવિકલ્પ જ્ઞાનવડે દેવેન્દ્રચક્રવર્તિ આદિની વિભૂતિ પ્રાપ્ત થવાપૂર્વક પરંપરાએ મોક્ષની પ્રાપ્તિ થાય છે.

આનંદ ! વીતરાગ નિર્વિકલ્પ સ્વસંવેદનરૂપ જ્ઞાનવડે

મોક્ષ થાય તેમાં જરાપણ સંદેહ નથી. આવા જ્ઞાન વિના જીવો ઘણા કાળ પર્યંત સંસારમાં ભ્રમણ કરે છે. પાણીનું વારંવાર મંથન કરવામાં આવે તોપણ હાથ ચીકણા થતા નથી, તેમ શુદ્ધ આત્માના અનુભવ વિના તપશ્ચર્યા કરવાથી પણ મોક્ષ થતું નથી. શુદ્ધ આત્મજ્ઞાન વિનાનું શાસ્ત્રજનિત જ્ઞાન અને આત્મબોધ વિના કરાયેલી તપશ્ચર્યા તે તપ અને જ્ઞાન કહેવાય છે ખરાં, પણ તેથી મોક્ષની પ્રાપ્તિ થતી નથી.

શાસ્ત્ર અભ્યાસ કરીને મેળવેલું જ્ઞાન પોતાની પાસે હોય છતાં તેનાથી વ્યાકુળતા ઉત્પન્ન કરાવનારા રાગ દ્વેષાદિમાં વધારો થાય તો ખરી રીતે તે જ્ઞાન જ ન કહેવાય. કેમકે જ્ઞાનનું ફળ મોક્ષ છે; તે ફળ શાસ્ત્રના એકલા અભ્યાસથી કે શાસ્ત્રજ્ઞાનથી પ્રાપ્ત થતું નથી. શું સૂર્યના પ્રકાશની આગળ અંધકાર ટકી શકે ખરો કે? નહિંજ. તેમ જ્ઞાન સૂર્યની પાસે રાગાદિ ટકી શકે ખરા કે? અને ટકી શકે તો તે જ્ઞાન કહેવાય ખરૂં કે? નહિંજ. માટે આત્મ અનુભવજન્યજ્ઞાન તેજ ખરૂં જ્ઞાન છે.

શુદ્ધ આત્મજ્ઞાનમાં પરિણમેલા જ્ઞાનીઓને પરમાત્મ સ્વરૂપ મૂકીને બીજી કાંઇપણ વસ્તુ સારી લાગતી નથી. પાંચ ઇંદ્રિયોના કામ ભોગમાં તેનું મન જરા પણ આશક્ત થતું નથી. વીતરાગ સહજાનંદરૂપ પારમાર્થિક સુખની સાથે

પરમાત્મ તત્ત્વને સંબંધ છે એટલે તે સિવાય પરમાત્મ તત્ત્વ પ્રગટ નજ થાય. રત્નની પરીક્ષામાં કુશળ મનુષ્ય મળેલા રત્નનો ત્યાગ કરીને શું કાચના કકડાની ઇચ્છા કરશે ખરો કે ? નહિંજ. તેમ જ્ઞાની પણ જ્ઞાનમય આત્માને મૂકીને કાચના ટુકડા જેવા વિષયોમાં પ્રવૃત્તિ કરે કે ? અર્થાત નજ કરે.

આનંદ ! ઉદય આવેલાં કર્મ ભોગવતાં બહુજ સાવચેતી રાખવાની છે. ઘણા મનુષ્યો આ આવેશમાં આત્મ ભાન ભૂલી રાગ દ્વેષ કરી નાખે છે અને તેને લઇને તેઓ પાછા નવીન બંધનમાં ફસાઇ પડે છે. રાગ દ્વેષ સિવાય કર્મ બંધાતાં નથી. જે આત્મ જાગૃતિવાળો મનુષ્ય પૂર્વે આત્મબોધના અભાવે ઉપાર્જન કરેલાં કર્મના શુભાશુભ ફળો ભોગવવા છતાં પણ રાગ દ્વેષ કરતો નથી તે જીવ નવીન બંધન પામતો નથી, તે સાથે શુદ્ધ ઉપયોગ રૂપ વીતરાગ ભાવવાળા પરિણામે કરીને પૂર્વનાં સંચય કરેલાં કર્મોનો નાશ પણ કરે છે.

શુદ્ધ આત્મસ્વભાવને જાણવા છતાં પણ શુદ્ધ આત્માની પ્રાપ્તિવાળા વીતરાગ ચારિત્રની ભાવના વિના મોક્ષ થતું નથી. જેવું જાણ્યું છે તેવું વર્તનમાં આવ્યા વિના અનુભવ થતો નથી માટેજ વારંવાર સ્વસંવેદન જ્ઞાન પ્રાપ્ત કરવાની ભલામણ કરવામાં આવે છે. તેજ સ્વસંવેદન જ્ઞાન કહેવાય છે.

જેમ અંધારામાં પડેલી કોઇપણ વસ્તુ દીવાવડે જોઈ કે લઈ લીધા પછી દીવાની જરૂરીયાત ન રહેવાથી દીવાનો ત્યાગ કરવામાં આવે છે, તેમ શુદ્ધ આત્મતત્ત્વને કથન કરનારાં શાસ્ત્રોવડે શુદ્ધ આત્મતત્ત્વને જાણીને યા ગ્રહણ કરીને દીપક જેવા શાસ્ત્રોના વિકલ્પોનો પણ ત્યાગ કરવો તે યોગ્ય છે. શાસ્ત્રો અને તપશ્ચર્યા એ બાહ્ય સાધનો છે. સાધન એ સાધ્ય નથી પણ સાધ્યની સિદ્ધિ કરવામાં મદદગાર સાધન છે. શાસ્ત્રોવડે પરમાર્થ સમજાય છે, પણ તેનો અનુભવતો વીતરાગ સ્વસંવેદન જ્ઞાનવડેજ થાય છે. બાહ્ય તપશ્ચર્યા તે પણ એક મદદગાર સાધન છે, તેની મદદથી પરમાર્થ સધાય છે. પરમાર્થ એટલે શુદ્ધ આત્મા સમજવો. તેમાં અનુષ્ટાનનો અભાવ છે. ખરી રીતે નિર્વિકલ્પ શુદ્ધ આત્મામાં વિશ્રાંતિ કરવાવાળા વીતરાગ ચારિત્રથી પરમાર્થ સાધ્ય થઇ શકે છે.

આનંદ! જેઓ ધર્મ શ્રવણ કરીને અથવા શાસ્ત્રો ભણીને તેના ફળરૂપ મિથ્યાત્વ રાગાદિ વિકલ્પોનો નાશ કરતા નથી, તેમજ દેહમાં રહેલા પોતાના આત્માને જાણતા કે શ્રદ્ધતાનથી તેઓ શાસ્ત્રો ભણવા છતાં જડ જેવાજ છે. માટે શાસ્ત્ર શ્રવણ કરીને કે અભ્યાસ કરીને તેના ફળ રૂપે મન વચન કાયાને નિર્મળ બનાવવાપૂર્વક આત્મામાં લય કરવાં જોઇએ. જો આ મન વચન શરીરને લય કરવા રૂપ ત્રિગુપ્તિ સમાધિ ન આવડે તો તેમણે મનાદિમાં વિષય

કષાયો ઉત્પન્ન ન થાય, મનાદિ વિષયાકારે ન પરિણમે તે માટે શુદ્ધ આત્મભાવનાનું સ્મરણ દૃઢ થાય તેમ કરવું, તે દૃઢ થાય તે માટે બીજા મનુષ્યોને તે જ્ઞાન સંભળાવવું અને સંભળાવવાના પ્રસંગે પણ મુખ્યતાએ પોતાની જાગૃતિ વધારતા રહેવું. પોતાને બોધ આપતાં રહેવું. આત્મ બોધ થવા અર્થે શાસ્ત્રો જાણવાની કે ભણવાની જરૂર છે. જો શાસ્ત્રો ભણવા છતાં પણ આત્મબોધ ન થાય તો શાસ્ત્રો કેવળ ભારરૂપ છે. શાસ્ત્રો ભણેલાને લોકો પંડિત, વક્તા, વાદી, શાસ્ત્રવિશારદ, વાચસ્પતિ, ગીતાર્થ, પ્રખર વિદ્વાન્ કવી ઇત્યાદિ પદવીથી શણગારશે—બોલાવશે પણ ખરી રીતે તે પંડિત કે ગીતાર્થ નથી. પરમાત્મતત્ત્વને પ્રગટ કરનાર અધ્યાત્મ શાસ્ત્રથી ઉત્પન્ન થયેલા વીતરાગ સ્વસંવેદનતાવાળા બોધ યા જ્ઞાનવાળાઓજ ખરી રીતે પંડિત કે ગીતાર્થ કહેવાય છે. આ બોધ સિવાયના પંડિતો, જેમ ગધેડા ચંદનનો બોજો ઉઠાવે છે છતાં તેની સુગંધનો ભોક્તા થતો નથી તેમ શાસ્ત્રોનો બોજો મગજમાં ઉઠાવે છે છતાં તેના અનુભવના ભોક્તા તેઓ થઇ શકતા નથી.

આનંદ! આટલાં શાસ્ત્રો સાંભળવા કે ભણવાથી મોક્ષ થાય છે તેવું કાંઇ નથી, કોઇ વીરપુરૂષો થોડું પણ આત્મજ્ઞાન શીખીને વૈરાગ્યમાં તત્પર થઈ તે પ્રમાણે અખંડ વર્તન કરીને આત્મ સ્વરૂપ પ્રગટ કરે છે. અભ્યાસ અને વૈરાગ્ય એ બન્નેની જરૂર છે, વૈરાગ્ય વિના અને

ભગીરથ પ્રયત્ન વિના કાર્ય સિદ્ધ થતું નથી. માયામાંથી વૈરાગ્ય થાય ત્યારેજ પરમાત્મા તરફ પ્રવૃત્તિ કરાય છે, અને આ સતત પ્રવૃત્તિ તેજ આત્મસ્વરૂપ પ્રગટ કરી આપે છે.

એકલા અક્ષર-શબ્દ જ્ઞાનના સંગ્રહ કરવામાં સંતોષ પામવાનું કે રાજી થવાનું નથી પણ તે અક્ષર જ્ઞાનના સારભૂત રહસ્યોથી મનને આત્મામાં અર્પણ કરી દેવાની કે ગાળી દેવાની ખાશ જરૂર છે. ઘઉં કે ચોખા વિનાના એકલા પરાળના ઘાસનો સંગ્રહ કરવાથી શો લાભ છે? આત્મામાં મનને લીન કરી દેતાં ન આવડે તો શાસ્ત્રોના અક્ષરોનું જ્ઞાન તે કેવળ પરાળના ઘાસ જેટલુંજ ઉપયોગી અને કિંમતિ છે. તેનાથી તેવા શબ્દ જ્ઞાનની વિશેષ કિંમત કાંઇ નથી. થોડા કે ઘણા શાસ્ત્રના અભ્યાસ કરવા ઉપર આત્મબોધનો આધાર નથી પણ વીતરાગ ભાવે પરિણમવવામાંજ શાસ્ત્રની કૃતાર્થતા છે.

## જીનેશ્વર ભગવાન્ એજ તીર્થ છે!

તીર્થના જ્ઞાન વિના તીર્થમાં ભ્રમણ કરવાથી અજ્ઞાની જીવોનો મોક્ષ થતો નથી. વીતરાગ સર્વજ્ઞ પ્રભુનું જે સ્વરૂપ છે તેજ ખરી રીતે ગંગાદિ તીર્થ છે. નિર્દોષ પરમાત્મ ભાવનાથી ઉત્પન્ન થતા, વીતરાગતા વાળા પરમ આલ્હાદને ઉછાળતા, અને પરમ શાંતિરૂપ નિર્મળ પાણીનાં ઝરણાં જેમાંથી વહન થઇ રહેલાં છે, જેના બન્ને કિનારા

ઉપર ક્ષમા, નમ્રતા, સરલતા, ત્યાગ, વૈરાગ્યાદિ ગુણના સમુહરૂપ ભાવનાચંદન આદિનાં વૃક્ષોવાળાં વનોની ઘટાઓ આવી રહેલી છે, જેમાંથી વિવિધ આનંદ રૂપ સુગંધિ પરિમળ વહી રહ્યો છે; દેવેન્દ્ર, ચક્રવર્તિ, ગણધર, મુનિ વર્ગ આદિ ભવ્ય જીવરૂપ યાત્રાળુઓનો સમુહ આજુબાજુ આનંદ કરતો જોવામાં આવે છે, શ્રવણને સુખકર દિવ્ય ધ્વનિરૂપ રાજહંસાદિ પક્ષીઓના મધુર કલરવથી જેની શોભામાં અપૂર્વ વધારો થઇ રહ્યો છે, એવા અરિહંત વીતરાગ પ્રભુના સ્વરૂપ રૂપ ગંગા નદીમાં ભવ્ય જીવરૂપ યાત્રાળુઓ સ્નાન કરીને વિવિધ પ્રકારે કર્મ મળને ધોઇ નાખે છે. આ તીર્થ છે. વીતરાગ દશાવાળા જીનેશ્વરજ પરમ તીર્થ છે. તેના જેવું સંસાર મહાર્ણવ તરવાનું બીજું કોઈ પણ તીર્થ નથી. તે તીર્થમાં વીતરાગ નિર્વિકલ્પ પરમ સમાધિમાં મગ્ન થયેલાઓ પોતાના શુદ્ધ આત્મતત્ત્વના આનંદમાં એક રસ થઈ રહે છે.

શુદ્ધ આત્મતત્ત્વનું સ્મરણ કરવું તે તીર્થ છે. વ્યવહારે તીર્થંકર દેવ આદિનાં નિર્વાણ આદિ સ્થાનોને તીર્થ કહેવામાં આવે છે, તે તીર્થમાં જઇને પૂર્વે કહી આવ્યા તે આત્મતત્ત્વનું શ્રદ્ધાન, જ્ઞાન અને ક્રિયામાં પ્રવૃત્તિ કરવી. આવાં આત્મિક શ્રદ્ધાન, જ્ઞાન અને અનુષ્ઠાન વિના અજ્ઞાની જીવોને તે તીર્થો મુક્તિનાં કારણરૂપ લાભ દાયક થતાં નથી.

વ્યવહાર દૃષ્ટિએ આ તીર્થમાં જનારાઓને આ તીર્થો પુન્ય બાંધવાં મદદરૂપ થાય છે.

## આત્મ દૃષ્ટિમાં જાગ્રત થયેલા અને નહિં થયેલા.

આનંદ! આત્મદૃષ્ટિ જાગૃત થયેલા અને નહિં થયેલા મનુષ્યોના વર્તનમાં મહાન્ અંતર છે. સ્વસંવેદન જ્ઞાની પુત્રકલત્રાદિ બાહ્ય દ્રવ્યનો ત્યાગ કરે છે તેમ પોતાના આત્માથી પોતાના દેહનો પણ સર્પ જેમ કાંચળીનો ત્યાગ કરે છે તેમ અવસર આવતાં નિર્મોહપણે દેહનો ત્યાગ કરે છે, ત્યારે આત્મદૃષ્ટિ જાગૃત થયા વિનાનો અજ્ઞાની જીવતો દેહ, પુત્ર, સ્ત્રી અને ધનાદિનો ઘણા મોહપૂર્વક સ્વિકાર અને સંગ્રહ કરે છે.

અજ્ઞાની જીવો વિવિધ પ્રકારના ધર્મનાં બ્હાના હેઠળ ધન સંગ્રહ કરવાની ઇચ્છા કરે છે, અથવા ધર્મ કરીને ધન પ્રાપ્તિની ઇચ્છા રાખે છે અને તેથી પણ આગળ વધીને આ વિશ્વ ઉપર અધિપતિપણું ધરાવવાની કે ભોગવવાની કામના કરે છે, ત્યારે જ્ઞાની જીવો તે જગતનોજ ત્યાગ કરવા પ્રયત્ન કરે છે.

આનંદ! આત્મજ્ઞાન વિનાના ત્યાગીઓ શિષ્યો કરીને ત્યાં પુસ્તકાદિ ઉપકરણો-સાધનોનો સંગ્રહ કરીને ફૂલી જાય છે ત્યારે જ્ઞાનીઓ પરોપકાર અર્થે અને તેના આત્માનો ઉદ્ધાર થાય તે માટે આ બાહ્ય વસ્તુઓનો

સંગ્રહ કરે છે છતાં પુન્ય બંધના હેતુ રૂપ જાણીને તેનો સંગ્રહ કરતાં જરા પણ મમત્વ ભાવ ન થાય તે માટે જાગૃત રહે છે.

આ વસ્ત્ર પાત્રાદિ ઉપકરણો અને શિષ્ય શિષ્યાદિ પરિવાર અજ્ઞાની જીવોને મોહ ઉત્પન્ન કરાવી અંતે ઉન્માર્ગ ગામી બનાવે છે ત્યારે જ્ઞાનીઓ મધ્યસ્થ ભાવે રહીને અથવા પરમ ઉપેક્ષા રૂપ સંયમને ધારણ કરીને સર્વ પરિગ્રહનો ત્યાગ કરે છે. અથવા તેવા વિશુદ્ધ સંયમ અને શક્તિના અભાવે સંયમના રક્ષણ માટે, તપશ્ચર્યાદિકના સાધન રૂપ શરીરના રક્ષણ અર્થે, આહાર પાણી સંયમ અને શૌચનાં ઉપકરણો, જ્ઞાનનાં સાધનો અને વસ્ત્રાદિ ગ્રહણ કરે છે છતાં તેના ઉપર જરા પણ મમત્વ કરતા નથી.

આનંદ! રોગના ભયથી ભોજનનો ત્યાગ કરનાર તે ઔષધ પીઇને શું અજીર્ણ ઉત્પન્ન કરે ખરો કે? નહિંજ. તેમ જે બુદ્ધિમાન્ મનુષ્ય મોહના ભયથી વીનયવાન્ સ્ત્રી આદિનો ત્યાગ કરે તે શું દિક્ષા ગ્રહણ કરીને ઔષધ તુલ્ય ઉપકરણ ગ્રહણ કરી, અજીર્ણ રોગને સ્થાને તેમાં મોહ ઉત્પન્ન કરે કે.? નહિંજ. અને તે ઉપકરણોમાં કદાચ મોહ રાખે તો તે જ્ઞાની કહેવાય ખરો કે? નહિંજ. જ્ઞાની તેમ નજ કરે.

ભગવાનના માર્ગની દિક્ષા ગ્રહણ કરવા રૂપ મસ્તક મુંડન કર્યા પહેલાં સર્વ ઇચ્છાઓના ત્યાગ કરવા રૂપ મનનું

મુંડન કરવું જોઇએ આવા બાહ્ય અભ્યંતર ત્યાગ કર્યા વિના તેઓ પોતાના આત્માને ઠગે છે.

જેઓ પોતાના ઘરબાર સ્ત્રી પુત્ર મિત્રાદિનો ત્યાગ કરીને અન્યના ઘરબાર સ્ત્રી પુત્રાદિમાં આશક્ત થાય છે તેઓ પોતાની ભુજા વડે સમુદ્ર ઓળંગીને નાના ખાબોચીયામાં ડુબવા જેવું કરે છે. પુત્ર સ્ત્રી આદિના બંધનો તોડવાં એ મુશ્કેલી ભરેલું કાર્ય છે, તેવું મુશ્કેલીનું કાર્ય કરીને દેહને મદદ આપે તેવા સામાન્ય નિર્માલ્ય ઉપકરણાદિમાં આશક્ત થવું તે જ્ઞાનીઓને માટે કોઇપણ પ્રકારે યોગ્ય નથી.

સર્વસ્વનો ત્યાગ કરવારૂપ પ્રભુનો માર્ગ ગ્રહણ કરીને જેઓ બાહ્ય અભ્યંતર પરિગ્રહમાં આશક્તિ રાખે છે તેઓ વમન કરીને પાછું ખાનારાના જેવું કરે છે.

જેઓ લાજ કીર્તિ આદિ માટે પરમાત્માના ધ્યાનનો ત્યાગ કરે છે તેઓ લોઢાના ખીલા જેવા ઇંદ્રિય સુખને માટે પરમાત્મા જેવા દિવ્ય સ્વરૂપનો નાશ કરે છે. ખ્યાતિ, પૂજા, લાભાદિ અર્થે શુદ્ધ આત્મ ભાવનાનો ત્યાગ કરવો યોગ્ય નથી. જેઓ વિશેષ પરિગ્રહને લીધે પોતાને મોટો પુરૂષ માને છે તેઓ ખરી રીતે પરમાર્થને સમજ્યાજ નથી. તો પછી તે પરમાર્થી કેમ કહેવાય? પરમાર્થને જાણવાવાળા પુરૂષને નાના મોટા પણું હોયજ નહિં, કેમકે

તેઓ તો સર્વ જીવોમાં સત્તાગત પરબ્રહ્મપણું રહેલું છે તેનેજ મુખ્યતાએ જોનારા હોય છે. જેઓ જ્ઞાન દર્શન અને આનંદ રૂપ આત્મા તરફ પરમ ભક્તિવાળા છે તેઓ આ દેહરૂપ કોટડી તરફ લક્ષ ન આપતાં, દેહના ભેદ વડે આત્માનો ભેદ ન માનતાં પરમ પ્રેમથી આત્માનેજ જોવે છે.

---

## પ્રકરણ ૭ મું.

---

### વ્યવહાર અને નિશ્ચય.

આનંદ! ધોળા રાતા અને કાળા એમ જુદા જુદા વસ્ત્રમાં વીંટાળાયેલા સોળવલા સોનાને વસ્ત્રના વિંટણાના ભેદ વડે જુદાં જુદાં છે એમ વ્યવહારમાં માનવામાં આવે છે. તેમજ આ વિશ્વમાં જુદા જુદા શરીરોમાં જુદા જુદા કર્મો વડે બંધાયેલા આત્માને વ્યવહારમાં જુદા જુદા માનવામાં આવે છે, પણ નિશ્ચય દૃષ્ટિએ વિચારતાં તેઓમાં ભેદ નથી.

વીતરાગ સદાનંદ સુખની સાથે તે સર્વ જીવો વ્યાપક છે. અથવા સર્વ જીવની રાશીમાં કેવલજ્ઞાન તત્ત્વ વ્યાપીને રહેલું છે, એટલે સંગ્રહનયની અપેક્ષાએ જ્ઞાનીઓ તે જીવની રાશીને એક માને છે. વન, સેના, મનુષ્ય, જીવ એ સર્વ જાતિની અપેક્ષાએ એક છે અને વ્યક્તિની અપેક્ષા

એ અનેક છે. આંહી વ્યક્તિ તે વ્યવહાર છે. જાતિ તે નિશ્ચય છે.

વ્યવહારનયે કેવળજ્ઞાન લોકાલોક પ્રકાશક છે. તેજ નિશ્ચયનયે પોતાના શુદ્ધ આત્માનું ગ્રાહક છે. વ્યવહારે કેવલજ્ઞાનાવરણે કરીને કેવલજ્ઞાન અવરાયેલું છે, નિશ્ચયનયે આવરણનોજ અભાવ હોવાથી સર્વ જીવો જ્ઞાનમય છે. વ્યવહારે આત્માને જન્મ મરણ છે. નિશ્ચયદષ્ટિએ આત્માને જન્મ મરણ છેજ નહિં. આત્મા સંકોચ વિકાશયુક્ત હોવાથી વ્યવહારે દેહ પ્રમાણે છે. મુક્ત અવસ્થામાં છેલ્લા દેહથી કાંઇક ઓછા પ્રમાણમાં છે. નિશ્ચયદષ્ટિએ આત્મા લોકાલોક પ્રમાણે છે. પોતપોતાના પ્રદેશોની સાથે સર્વે સમાન છે. જરા પણ કોઈ નાનો મોટો નથી. અસંખ્યાત પ્રદેશમાં જરા પણ હાનિ વૃદ્ધિ થતી નથી. વ્યવહારે સંસાર અવસ્થામાં સર્વ જીવો કર્મોથી દબાયેલા રહે છે, નિશ્ચયનયે કર્મનો અભાવ હોવાથી સર્વ જીવો પોતાના ગુણોએ એક સરખા છે. વ્યવહારે સંસાર અવસ્થામાં મતિજ્ઞાનાદિજ્ઞાન, ચક્ષુદર્શન આદિ દર્શન ઇત્યાદિ જીવનાં લક્ષણો કહેવાય છે. નિશ્ચયદષ્ટિએ કેવલજ્ઞાન કેવલદર્શન એ જીવનું લક્ષણ છે. આ માટે વ્યવહારે દેહનો ભેદ હોવા છતાં, કેવલજ્ઞાન કેવલ દર્શનરૂપ નિશ્ચય લક્ષણો વડે આત્માનો ભેદ ગણાતો નથી. સોલવલ્લા સોનાના સરખાં ઘણાં સોલવલ્લા સોનામાંથી એક પણ સોનું લેતાં બાકીનાં સોનાં તેની સાથે આવી જતાં

નથી કેમકે તે સર્વના પ્રદેશો જુદા જુદા છે, તેમજ કેવલજ્ઞાન કેવલદર્શન એ લક્ષણ સર્વ જીવોનું સમાન હોવા છતાં પણ એક અમુક જીવને તે જીવના સમુદાયમાંથી જુદો કરવામાં આવે તો બાકીના જીવો તેની સાથે આવતા નથી કેમકે તેના પ્રદેશો જુદા જુદા છે. આ ઉપરથી જાણી શકાય તેમ છે કે કેવલજ્ઞાન કેવલદર્શનવાળું લક્ષણ સર્વ જીવોનું સરખું છે તોપણ પ્રદેશોનો ભેદ તો રહેવાનોજ.

## આત્મા એક છે કે અનેક છે.

આનંદ ! કોઇ સંપ્રદાયવાલા બ્રહ્મ રૂપ એકજ આત્મા છે એમ કહે છે. તેઓ તે વાતને દૃઢ કરવા એવી દલીલ રજુ કરે છે કે ચંદ્રમા એક છે છતાં પાણીના કુંડા કે ઘડામાં તે અનેક રૂપે ભાસે છે, તેમ આત્મા એક છે છતાં શરીર અનેક હોવાથી તેમાં જુદા જુદા રૂપે અર્થાત્ અનેક રૂપે તે દેખાય છે. તેઓની આ દલીલ સામે હું એવી દલીલ આપું છું કે પાણીના અનેક ઘડામાં ચંદ્રનાં કિરણો રૂપ ઉપાધીના કારણે પાણીનાં પુદ્ગલોજ ચંદ્રના આકારે પરિણમે છે, પણ આકાશમાં રહેલો ચંદ્રમા તે આકારે પરિણમતો નથી. જેમ દેવદત્ત નામના માણસના મુખરૂપ ઉપાધીથી દર્પણનાં પુદ્ગલોજ મુખના આકારે પરિણમે છે, પણ દેવદત્તનું મુખ અનેક આકારે પરિણમતું નથી જો દેવદત્તનું મુખ દર્પણના આકારે પરિણમે તો દર્પણમાં રહેલા

સુખનું પ્રતિબિંબ ચેતનતા પામવું જોઇએ. કેમકે ચેતનનું પ્રતિબિંબ પણ ચેતનજ હોવું જોઇએ. તેમ તો થતું નથી, તેવીજ રીતે એક ચંદ્રમા અનેક રૂપે પરિણમતો નથી. આજ દૃષ્ટાંતે એક બ્રહ્મ નામનો કોઇપણ કોઈરૂપે પ્રત્યક્ષ દેખાતો નથી કે જે ચંદ્રની માફક અનેકરૂપે થઈ શકે. છતાં સર્વ જીવોને સમાન માનવાનું મેં અનેકવાર જણાવ્યું છે તેનું કારણ એ છે કે તેતે જીવો ઉપર રાગ દ્વેષ ન થતાં સમભાવ બન્યો રહે,

કોઈ એમ કહે છે કે જ્યાં સુધી આ વિવિધતા છે ત્યાં સુધી રાગ દ્વેષ થયા વિના રહેતા નથી, માટે એક આત્મા માનવાની જરૂર છે.

આના ઉત્તરમાં મારે કહેવું જોઇએ કે જ્યાં સુધી બીજમાં ઉગવાની શક્તિ છે ત્યાં સુધી નિમિત્તો મળતાં તેમાંથી અંકુરાઓ ફુટવાનાજ. પણ જો બીજને રાંધી કે સેકી નાખવામાં આવે તો પછી બીજનો આકાર રહેવા છતાં તેમાંથી અનેક નિમિત્તો મળવા છતાં અંકુરો ફુટવાનોજ નહિં. તેમ આત્મામાં કર્મ ગ્રહણની યોગ્યતાવાળી જે શક્તિ છે તેનો જ્ઞાન ધ્યાનથી નાશ કરવામાં આવે તો પછી હજારો નિમિત્તો અને અનેક આ વિવિધતાઓ વિશ્વમાં હોવા છતાં તેનામાં રાગ દ્વેષ ઉઠવાનાજ નહિં. આ સાચો ઉપાય મૂકી દઈને પ્રત્યક્ષ દેખાતા અનેકને એક મનાવવા પ્રયત્ન કરવો તે યોગ્ય નથી.

• કેટલાકનું કહેવું એમ છે કે આ વિશ્વ જેવું કાંઈપણ આત્મામાં દેખાતું નથી. આત્માની ઉચ્ચ ભૂમિકામાં આ વિશ્વ જણાતું નથી માટે એક બ્રહ્મ સિવાય બીજું કાંઇ નથી. આ ચરાચર જે કાંઈ દેખાય છે તે સર્વ બ્રહ્મજ છે.

આનંદ! આ નિર્વિકલ્પ સમાધિનો વિષય છે, જેમાં આત્મા આત્મારૂપે પ્રકાશી રહે છે. પોતે પોતાના આનંદમાં પરિણમી રહે છે. આ ઠેકાણે કલ્પના કરનાર મનની પણ હૈયાતિ હોતી નથી. આ આત્માની સ્વરૂપસ્થ અવસ્થા છે. આમાં મુંગી શાંતિ છે. આત્માનો કેવળ આનંદ છે. નિરાકાર સ્થિતિમાં વિભાવિક ઉપાધિનો લેશ પણ ન હોય તે આ સ્થિતિ છે. આ આત્માની પૂર્ણ સ્થિતિની એક બાજુ છે. જો આત્માની બીજી બાજુ તપાસવામાં આવે તો તેમાં આ આખું વિશ્વ પ્રતિબિંબની માફક રહેલું દેખાશે. તે સ્થિતિ તે આત્માની સાકાર સ્થિતિ છે, આત્માની સવિકલ્પ સ્થિતિ છે, આત્માની જ્ઞાનમય સ્થિતિ છે. આત્માની નિર્વિકલ્પ, નિરાકાર અને કેવલ દર્શનમય સ્થિતિમાં કેવળ આત્માનુંજ ભાન થાય છે ત્યારે આત્માની સવિકલ્પ, સાકાર, જ્ઞાનમય સ્થિતિમાં હસ્તામલકવત્ આવિશ્વ દેખાય છે. ઉપર કરેલી શંકા, એ આત્માની એક બાજુ તપાસીને કરેલી છે પણ જો બીજી બાજુ તપાસી હોત તો આ શંકાને અવકાશ રહેત નહિં અને એક બ્રહ્મની માન્યતા પણ તેઓ ફેરવી નાખત.

આનંદ ! જેઓ અનેક આત્માઓ ન માનતાં એક બ્રહ્મને માનનારા છે. તેમના મત પ્રમાણે કોઇ પણ એક જીવને જીવન, મરણ, સુખ, દુઃખ આદિ થતાં તેજ ક્ષણે સર્વ જીવોને જીવન, મરણ, સુખ, દુઃખ પ્રાપ્ત થવાં જોઇએ. કેમકે બ્રહ્મ અખંડ છે, એક છે, તેમાં ખંડ ન પડે. જે એકને થાય તે બધાને થાય પણ તેમ થતું દેખાતું નથી. જો તેઓ બ્રહ્મનું પ્રતિબિંબ બધા શરીરોમાં પ અને તેથી એક ઘડો ફુટતાં કાંઈ બધા ઘડા ન ફુટી જાય વિગેરે દલીલ કરતા હોય તો તે સંબંધી યુક્તિનું નિરાકરણ ઉપર કહેવાઈ ગયું છે.

## દેહની વિવિધતામાં આત્માને ન ભૂલવો.

આનંદ ! કર્મ અને તેના ઉદયથી થતા દેહના ભેદ વડે આ વિચિત્ર પ્રકારના નર, પશુ, દેવ, નારકિ આદિ દેહવાળા જીવોના ભેદ થાય છે. આવા ભેદવાળા બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્રાદિના દેહના ભેદને જોઇને તેની અંદર વ્યાપી રહેલા આત્માને તું ભૂલી ન જઇશ અને રાગ દ્વેષ ન કરીશ. જેઓ દેહના ભેદને લઇ તેના આત્મા ઉપર રાગ દ્વેષ કરે છે એ ખરી રીતે સમ્યક્જ્ઞાનાદિ ગુણ પ્રકટયાજ નથી.

જીવોનાં સારાં નઠારાં નાનાં મોટાં શરીરો કર્મને લઇને બને છે પણ તેથી જીવો નાના મોટા છે એમ માન-

વાની ભૂલ ન કરવી. તેમજ બાલ યુવાન, વૃદ્ધ ઇત્યાદિ પર્યાયો તે પણ કર્મને લઇનેજ બને છે. આવા વ્યવહારના કરેલા ભેદને જોઇને નિર્મળ જ્ઞાન દર્શન લક્ષણવાળા આત્મામાં ભેદ ન પાડવો. આત્મા તો સત્તાએ બધા સરખાજ છે.

શત્રુ, મિત્ર, પોતે, પર, ઈત્યાદિ સર્વમાં સત્તાગતે આત્મા હોવાથી બધાને સરખા માનવા. વીતરાગ સહજાનંદ સ્વભાવમાં શત્રુ મિત્રાદિ વિકલ્પો હોયજ નહિં. જે નિશ્ચય દૃષ્ટિએ સર્વ જીવોને એક સ્વભાવવાળા માનતો નથી તેનામાં સંસાર સમુદ્ર તરવામાં નાવ સમાન સમભાવ ટકી શકતો નથી. માટે રાગ દ્વેષ મોહાદિકને મૂકીને પરમ સમભાવરૂપ શુદ્ધ આત્મામાં સ્થિરતા કરવી.

કર્મો વડેજ જીવના ભેદો કરાયેલા છે. કર્મ એ શુદ્ધ આત્માનું લક્ષણ નથી. કર્મોથી આત્મા અલગ થઈ શકે છે. માટે જીવના સ્રીપુરૂષાદિ ભેદો દેખીને રાગ દ્વેષાદિ દુર્ધ્યાન તું ન કરીશ.

જાતિની અપેક્ષાએ સર્વ જીવને એક માન. બે ભાવ નહિં કર. અભેદનયની અપેક્ષાએ આ વિશ્વ જીવ દ્રવ્યોથી ભરેલું છે. તે જીવો દ્રવ્યાર્થિક નયે શક્તિની અપેક્ષાએ કેવળ જ્ઞાનાદિ ગુણરૂપ છે. તે જીવોનો સમુહ વ્યવહારે કર્મ કરતો દેખાય છે, તો પણ નિશ્ચયનયે શક્તિરૂપે પરબ્રહ્મ સ્વરૂપ છે. આજ કારણે—અપેક્ષાએ તે જીવરાશીને કેટલા

એક સંપ્રદાયવાળા પરબ્રહ્મમય જગત્ છે એમ કહે છે અને કેટલાએક વિષ્ણુમય જગત્ છે એમ કહે છે.

## ધ્યાનમાં વિઘ્ન કરનાર નિમિત્તો.

આનંદ ! આત્મ ધ્યાનમાં વિઘ્નરૂપ જે જે નિમિત્તો છે તેનો ત્યાગ કરવાથીજ ધ્યાનમાં વૃદ્ધિ થાય છે. રાગદ્વેષ ઈત્યાદિ ભાવકર્મ છે. જ્ઞાનાવરણુ આદિ દ્રવ્ય કર્મ છે. આ બન્નેની સાથે મિથ્યાત્વ રાગાદિ પરિણામે પરિણમેલ જીવોની સોબત આ સર્વ ત્યાગ કરવો યોગ્ય છે.

ધનુષ્ય વિદ્યાનો અભ્યાસી જેમ પોતાના લક્ષને મૂકીને આડી અવળી કોઈપણુ સ્થળે નજર કરતો નથી, અને જે લક્ષ બાંધ્યું છે તે સિવાય બીજો વિચાર પણુ કરતો નથી, તેથીજ તે પોતાનું લક્ષ વિંધી શકે છે. નહિંતર તે પોતાનું લક્ષ ચૂકે છે, તેવીજ રીતે આત્મ સ્વરૂપનો અભ્યાસી પોતાની ત્રિગુપ્તિવાળી સમાધિના લક્ષમાં સર્વ સંગનો ત્યાગ કરીને એકતાર થાય છે. જો તેમાં એકતાર ન થાય તો તે સમાધિની પ્રાપ્તિ થતી નથી.

આનંદ ! રાગ દ્વેષવાળાં પરિણામ તે પરદ્રવ્ય છે. તે પરદ્રવ્યની ચિંતા કરનારા રાગ દ્વેષાદિ કલ્લોલવાળા વિભાવ સમુદ્રમાં પડે છે. આ ચિંતાથી શરીર પણુ શોષાય છે. વ્યાકુળતા વધે છે. રાગ દ્વેષાદિમાં પરિણમેલાં મનુષ્યો તો જ્યારે પોતાનું આત્મભાન ભૂલાયેલું હોય ત્યારેજ બાહ્ય

સંસર્ગરૂપે વ્યાકુળતાનું નિમિત્ત બને છે. તે વખતે પણ જો આત્મ જાગૃતિ હોય તો તેઓ દુઃખરૂપ કે વ્યાકુલતાના કારણરૂપે થતા નથી, પણ પોતાનાં રાગ દ્વેષવાળાં પરિણામો તો અવશ્ય પોતાને દુઃખરૂપ થાય છે.

જેમ અગ્નિ લોઢાની સોબત કરવાથી હથોડાના ઘાવતી કુટાવા પીટાવાની દુઃખદાઈ દશા પામે છે તેમ રાગદ્વેષવાળા મનુષ્યોની સોબતથી જીવ પણ એવીજ દશા પામે છે. દુર્ધ્યાનના પરિણામ ઉત્પન્ન કરવાં તેજ ખરી રીતે પર સંસર્ગ છે. વ્યવહાર દ્રષ્ટિએ પરભાવમાં પરિણમેલા મનુષ્યો એ પર સંસર્ગ છે. આ બન્ને ત્યાગ કરવા યોગ્ય છે.

## મોહ ત્યાગ.

આનંદ ! મોહ ત્યાગ કરવા યોગ્ય છે તે આત્માને હિતકારી નથી. મોહમાં આશક્ત બનેલું આ જગત્ અનેક દુઃખ સહન કરે છે. તે તરફ નજર કર; અને સાવધાન થા. દેહ ટકાવવાના આધારરૂપ આહારાદિમાં પણ મોહ ન રાખીશ. સ્વાદિષ્ટ ભોજનની ઇચ્છાનો પણ ત્યાગ કર. સરસ આહાર મળ્યાથી ખુશી ન થઇશ. વિરસ આહાર મળ્યાથી કષાય ન કરીશ. બન્ને સ્થાને સમભાવ ધારણ કરજે. જે પ્રસંગે જે મળી આવે તેમાં સંતોષ માનજે. રૂપમાં આશક્ત થયેલાં પતંગીઆં, નાદમાં—શબ્દમાં આશક્ત થયેલાં મૃગલાં, સ્પર્શમાં આશક્ત બનેલા હસ્તીઓ, ગંધમાં લુબ્ધ

થયેલા ભ્રમરાઓ, અને રસમાં લોલુપી બનેલાં માછલાંઓ જીવને જોખમમાં નાખે છે. જ્ઞાનીઓ ! પ્રભુ માર્ગના પ્રવાસીઓ ! વિષયોમાં આશક્તિ કરવાનું તમારે હોયજ નહિં. વિષયોના ચિંતનરૂપ દુર્ધ્યાનથી પણ તમારે દૂરજ રહેવું. આત્મા સ્પર્શાદિ વિષયોની પેલી પાર આવેલો છે. આ વિષયોના દુર્લંઘ ડુંગરાઓ તમારે ઓલંઘવાજ જોઇએ.

આનંદ ! લોભનો ત્યાગ કર. લોભ હિતકારી નથી. લોભમાં લુબ્ધ થયેલું જગત્ અનેક યાતનાઓ–પીડાઓ સહન કરી રહેલ છે તે તરફ ધ્યાન આપ. લોઢાની સોબતથી અગ્નિ એરણ પર હથોડાના ઘાવતી કુટાય છે, પીટાય છે, સાણસીથી ખેંચાય છે અને છીણીવતી તોડાય છે તેમ લોભની પરિણતિને લઇને જીવો હથોડાના ઘા જેવાં નરક તિર્યંચાદિ ગતિમાં ઘણા કાળ પર્યંત વિવિધ દુઃખો સહન કરેછે.

આનંદ ! સ્નેહનો ત્યાગ કર. સ્નેહ કલ્યાણકારી નથી. સ્નેહમાં આશક્ત થયેલું જગત્ આત્મતત્ત્વની ભાવનાથી રહિત થઇને વિવિધ પ્રકારનાં શારીરિક તેમજ માનસિક દુઃખો સહન કરી રહેલ છે તે તરફ દૃષ્ટિ કર. જ્યાં સુધી આ જીવ કોઈ પણ સ્થળે સ્નેહમાં બંધાતો નથી ત્યાંસુધીજ તે સુખી છે. જ્યાં સ્નેહથી હૃદય બિંધાયું કે પછી પગલે પગલે દુઃખી થવાવાનું.

પાણીથી સિંચાયું, લાટવડે ઘડાયું અને યંત્ર વડે

પીલાવું. આ સર્વ દશા વલકે સ્નેહના (તેલ-ચિકાશના) કારણેજ પ્રાપ્ત થાય છે. તેમ આત્મભાન ભૂલીને પાંચ ઇંદ્રિયોના વિષયોમાં સ્નેહ ધરાવનારા, આશક્ત બનેલા જીવો નરકાદિ ગતિમા યંત્રોથી પીડાય છે. કરવતથી વિદારાય છે. અને શૂળાદિ ઉપર ચડાવાય છે. ઇત્યાદિ અનેક પ્રકારે દુઃખ ભોગવે છે.

જેઓ યૌવનરૂપ મહાસમુદ્રને સમ્યક્જ્ઞાન દર્શન ચારિત્રરૂપ અમુલ્ય કિરિયાણાથી પૂર્ણ, શુદ્ધ આત્મભાવના રૂપ વાહાણ વડે લીલા માત્રમાં તરી પાર પામે છે તેજ સત્પુરૂષ છે. તેવાઓને ધન્ય છે. તેવા ઉત્તમ પુરૂષો વડેજ આ પૃથ્વી રત્નગર્ભા નામ ધારણ કરે છે.

## જીવોની બેદરકારી.

આનંદ! જેને દુઃખ સારૂં નથી લાગતું તેણે દુઃખ ઉત્પન્ન થાય તેવાં કર્મો ન કરવાં. આર્ત્તરૌદ્ર પરિણામવાળા દુર્ધ્યાનના ધંધામાં પરિણમેલું આ સર્વ જગત્ કર્મનાં નવીન બંધમાં સપડાતું જાય છે. બંધનથી મુક્ત થવાય તેવા જ્ઞાનાદિનો એક ક્ષણવાર પણ તેમને વિચાર આવતો નથી. અહો! કેવી બેદરકાર ભરેલી બહિરાત્મ ભાવની લાગણી? આ બાહ્ય દૃષ્ટિવાળા જીવો સ્ત્રી પુત્રાદિકમાં કેવા મોહિત થઇ રહ્યા છે!! તેના પરિણામે તેઓ શરીર સંબંધી તેમજ મન સંબંધી કેવાં ઘોર દુઃખો સહન કરે છે?

આ જીવો જ્યાં સુધી આત્મભાવમાં જાગૃત થઇને નિર્વિકલ્પ સ્વસંવેદન જ્ઞાન ઉત્પન્ન નહિં કરે ત્યાં સુધી આ ચોરાશી લાખ જીવાયોનિમાં પરિભ્રમણ કર્યાજ કરવાના.

આનંદ ! આ શરીર, પરિવાર, ઇષ્ટમિત્રો અને ગૃહાદિને પોતાના માનવામાં જીવો ભૂલ ખાય છે. તે સર્વ કર્મના ઉદય વડેજ બનાવાયેલાં હોવાથી કર્મનેજ આધીન છે. બનાવટી છે અને અવશ્ય વિનાશ પામનારાં છે. એક આત્માજ સહજ, અવિનાશી અને અમર છે, આ જડ વસ્તુઓનું ચિંતન કરવા કરતાં અનંત શક્તિવાન્ આત્માનુંજ ચિંતન કરવું જોઇએ. હે મનુષ્યો ! તમે જેનું જેવા ભાવે ચિંતન કરશો તેવાજ તમે થઇ શકશો.

## દ્રવ્યભાવ હિંસા.

આનંદ ! રાગદ્વેષાદિ ઉત્પન્ન કરવા તે નિશ્ચયથી હિંસા છે, તેથી શુદ્ધ આત્મપ્રાણની હિંસા થાય છે. રાગાદિના અભાવવાળી માનસિક સ્થિતિ તે અહિંસા છે કેમકે તેથી શુદ્ધ ચૈતન્યપ્રાણની રક્ષા થાય છે.

હાથમાં તપાવેલો લોહાનો ગોળો પકડનારના હાથ અવશ્ય બળે છે, પછી બીજાને નુકશાન તેનાથી થાય કે ન પણ થાય. તેવી રીતે મિથ્યાત્વ રાગાદિમાં પરિણામ પામનારના શુદ્ધ આત્મપ્રાણની હિંસા અવશ્ય થાય છે. બાહ્યથી કોઇપણ પ્રાણિના એકાદ અવયવનો કે સર્વથા પ્રાણનો

નાશ કરવાથી હિંસા થાય છે. આ વ્યવહાર હિંસા છે. આ વ્યવહાર હિંસા કરતાં પણ નિશ્ચય હિંસા વિશેષ દુઃખરૂપે છે. તેથી પોતાના કે પરના બાહ્ય કે અભ્યંતર કોઇપણ પ્રાણને હાની ન પહોંચે તેમ વર્તન કરવાની જરૂર છે. જેઓ બીજાને દુઃખ આપે છે તેઓ, તેના કરતાં જઘન્યથી દશગણું અને તિવ્ર લાગણીથી સો ગણું હજાર ગણું કે લાખ ગણું પણ દુઃખ પામે છે. પોતાના આત્મિક પ્રાણની હિંસાથી આત્મજ્ઞાન પ્રગટ થતું નથી.

મિથ્યાત્વ, વિષય, કષાયવાળાં પરિણામ કરવાં તે નિશ્ચયથી આત્માનો વધ કરવા બરોબર છે. ત્યારે બીજાના ઇંદ્રિય, મન વચન કાયબળ, આયુષ્ય અને શ્વાશોશ્વાશના વિનાશ કરવા રૂપ વધ કરવો તે વ્યવહારે બીજાનો વધ કરવા બરોબર છે. તેથી નરકાદિ નીચ ગતિની પ્રાપ્તિ થાય છે.

નિશ્ચયથી વીતરાગ નિર્વિકલ્પ સ્વસંવેદન પરિણામે પરિણમવું તેથી પોતાના આત્માને અભયદાન અપાય છે, તેનું ફળ મોક્ષની પ્રાપ્તિ છે. વ્યવહારે અન્યપ્રાણિના પ્રાણની રક્ષા કરવી તે અન્ય જીવોને અભયદાન આપવા રૂપ હોવાથી તેના ફળ તરીકે સ્વર્ગની પ્રાપ્તિ, લાંબુઆયુષ્ય અને નિરોગી શરીર વિગેરેની પ્રાપ્તિ થાય છે.

## પદાર્થોની ક્ષણભંગુરતા.

આનંદ ! શુદ્ધ આત્મા સિવાય પાંચ ઇંદ્રિયોના સર્વ

વિષયો ક્ષણભંગુર અને વિનાશ પામનારાં છે, માટે તેમાં સુખની આશા રાખવા રૂપ ફોતરાં ખાંડવાનું મૂકી દેવું જોઇએ. સર્વ વસ્તુ વિનાશ સ્વભાવવાળી છે એમ જાણીને શુદ્ધ આત્મ પ્રાપ્તિના ઉપાયભૂત સમ્યક્આત્માના શ્રદ્ધાન જ્ઞાન અને અનુષ્ઠાનમાં પ્રીતિ કરવી. આત્મા સિવાય મન વચન કાયાના વ્યાપારવાળી બધી પ્રવૃત્તિ વિનાશ પામનારી છે. નિત્ય શુદ્ધ પરમાત્મા સિવાય બીજું કાંઇ સ્થિર નથી. આ શરીર પણ ભવાંતરમાં આત્માની સાથે જતું નથી તેનો વિચાર કરી દેહ ઉપરથી મમત્વ ઓછો કરવો જોઇએ.

આ સુંદર દેવાલયો, આનંદિ મૂર્તિઓ, વિવિધ પ્રકારનાં શાસ્ત્રો, ઉપદેશક ગુરૂઓ, શાંતિના સ્થાનરૂપ તીર્થો, લખેલાં સિદ્ધાંતો, પુષ્પિત અને ફલીત થયેલાં વનો-બાગ બગીચાઓ તે પણ કાળરૂપ અગ્નિમાં ઇંધનરૂપ થઇ વિનાશ પામશે.

આત્મ માર્ગમાં આગળ વધવામાં સાધનરૂપ મનાતાં દેવાલયાદિને પણ અનિત્ય જણાવી શુદ્ધ આત્મભાવના કરવાના અવસરે તેમાં પણ મોહ ન રાખવો એ કહેવાનું તાત્પર્ય છે.

એક શુદ્ધ આત્મદ્રવ્યને મૂકીને આ વિવિધ આકારમાં ગોઠવાયેલું-રચાયેલું જગત્-જગતના પદાર્થો ક્ષણભંગુર હોવાથી વિનાશ પામનાર છે.

**આનંદ!** પ્રાત:કાળમાં જે પદાર્થો પોતાની મોહક સૌંદર્યતાથી પુરબાહારમાં ખીલી રહેલા દેખાય છે તેજ પદાર્થો સૂર્ય અસ્ત થવાની વેળાએ જોતાં તેના તેવા સ્વરૂપમાં ટકી રહેલા જણાતા નથી. અહા! પદાર્થોની કેવી અનિત્યતા? ધન યૌવનની કેવી ક્ષણીકતા?

## ત્યાગ અને પરોપકારનો ઉપદેશ.

**આનંદ!** ધર્મના માર્ગમાં પ્રયત્ન કરો. પ્રભુ માર્ગના પ્રવાસીઓને ભોજન વસ્ત્ર, મુકામ આદિ આપવા, અપાવવા રૂપે મદદગાર થાઓ. ધન યૌવનમાં તૃષ્ણા ન રાખો. વિષય રાગને હઠાવો, સર્વસંગનો ત્યાગ કરીને નિર્વિકલ્પ સમાધિમાં રહો.

જેણે ગૃહસ્થાશ્રમમાં રહીને દાન, શીયળ, તપ અને ભાવરૂપ ધર્મ નથી કર્યો, અગીયાર પ્રતિમા વહન કરવારૂપ શ્રાવક ધર્મ નથી પાળ્યો, વિવિધ પ્રકારે તપશ્ચર્યા નથી કરી, સાધુપણું લઇને ઇચ્છાના નિરોધ કરવારૂપ આશ્રવોને નથી અટકાવ્યા, અને આત્માના ધ્યાનમાં રહી આત્માને ઉજવળ નથી બનાવ્યો તેઓનો જન્મ નિરર્થક ગયો છે. તેઓનું જીવન જરારૂપ ઉધેઇથી ખવાયેલા લાકડાની માફક નિ:સત્વ બનશે, નાશ પામશે, અને શરીરાદિકનો દુરૂપયોગ કરવાના ફળરૂપે તે ગૃહસ્થ અથવા ત્યાગીને ભવભ્રમણ કરવું પડશે.

**આનંદ!** જીનપદની ભક્તિ કરો. તેમના કહેલા ધ-

ર્મમાં પ્રીતિ કરો. ધર્મમાં આડે આવનારને દૂર કરો, વિઘ્નોને હઠાવો, ધર્મમાં મદદ કરનાર તરફ પ્રેમ રાખો. આ વિષયો તરફ મનુષ્યો જેટલી લાગણી રાખે છે તેટલી જો ધર્મ તરફ લાગણી ધરાવતા હોય તો આ દુઃખમય સંસારમાં પરિભ્રમણ કરવું ન પડે.

આ દુર્લભ મનુષ્ય જીવન પામીને, નિર્વિકલ્પ સમાધિના બળે કરી, રાગદ્વેષોને હઠાવીને જેણે મનની શુદ્ધિ નથી કરી તેણે ખરેખર પોતાના આત્માને ઠગ્યો છે. ખરેખર તે પોતેજ ઠગાયો છે. જે મનુષ્ય મનથી બંધાયેલો કે લેપાયેલો છે તે ખરેખર બંધાયેલો કે લેપાયેલોજ છે અને જે મનુષ્ય મનથી છુટો થયેલો છે તે ખરેખર મુક્ત થયેલો છે તેમાં જરાપણ સંદેહ જેવું નથી. મનની મલીનતાથીજ આત્મા મલીન થાય છે.

આનંદ ! આ પાંચ ઇંદ્રિયોરૂપ હરિણોને તું છુટાં ન મૂકીશ. તે પોતાની ઇચ્છાનુસાર ફરી રહ્યાં છે તેને પાછાં વાળ. કબજે કર. જો તેને બાંધી નહિં રાખીશ તો તેં આટલી બધી મહેનત કરી તૈયાર કરેલું ધર્મરૂપ વનને તે ચરી ખાશે અને ફળ રૂપે તારા હાથમાં તેમાંથી કાંઇપણ આવશે નહિં.

મનની ગતિ બહુ વિષમ છે. વાંદરા જેવું આ ચપળ મન શુદ્ધ આત્મભાવમાં સ્થિર થઇ બેસી રહેતું નથી. ઇંદ્રિયોના

વિષયોમાં સુખ છે એમ માનીને તે તરફ વારંવાર દોડી રહ્યું છે પણ છેવટે મૃગ તૃષ્ણા–ઝાંઝવાનાં જળની માફક તેના હાથમાં કાંઇ આવતું નથી. દોડી દોડીને નિરાશ થાય છે. આ મનરૂપ હરિણની ગતિ સાચા પાણી તરફ વાળવામાં આવે તો જરૂર તેને પાણી મળે. તેમ આ મનને સાચા સુખ તરફ વાળવામાં આવે, તેની દિશા બદલાવવામાં આવે તો પ્રથમ જેને લોકો કામી, ક્રોધી, વિષયી વગેરે ઉપનામો આપતાં હતાં તેના તેજ લોકો તેને ક્ષમાવાન, નમ્ર, સરલ, બ્રહ્મચારિ, જ્ઞાની, ધ્યાની, યોગી, સમાધિષ્ટ વિગેરે ઉપનામો થી બોલાવશે. મનની દિશા બદલાતાં તે મનુષ્યનું બધું જીવન બદલાઇ જશે. મનુષ્યનું ખરૂં હથીયાર મન છે. મનને શુદ્ધ આત્મામાં યોજો એટલે તે મનુષ્ય યોગી થશે. મનને આત્માના ધ્યાનમાં લગાડો તો તે પુરૂષ પણ ધ્યાની કહેવાશે. મનને નિર્વિકલ્પ સમાધિમાં જોડી દ્યો તો તે મનુષ્ય સમાધિષ્ટ કહેવાશે. એક મનને બદલાવતાં આખી બાજી બદલાઇ જાય છે.

## જાગૃતિ આપનાર બોધ.

હે આત્મભાન ભૂલેલા જીવ ! તું તારા હાથે તારી ડોક ઉપર કુવાડો ન માર. આ વિષયો સંબંધી સુખ થોડો વખતજ ટકી રહેનારૂં છે, કાંતો તે વસ્તુનો વિયોગ થશે અને કાંતો તારૂં ઇંદ્રિયોનું બળ નાશ પામશે. તે નિમિત્તે

રાગ દ્વેષ કરીને ઉપાર્જન કરેલાં કર્મો ઉદય આવશે ત્યારે તું નિર્બળ થઈ જઇશ. એ દુઃખ ભોગવતાં તું રાંક જેવો બની જઇશ. બીજાને દયા ઉત્પન્ન થાય તેવો તારો દેખાવ તું કરીશ. બીજાની દયા માગીશ પણ તે વખતે તારાં ઘોર કર્મોને લીધે કોઇને દયા નહિં આવે. કોઈ મદદગાર નહિં થાય. કરેલ કર્મ ભોગવવાંજ જોઈએ. એ વખતે તું ઝુરીશ, રડીશ, પશ્ચાતાપ કરીશ. હે પ્રભુ! આ દુઃખમાંથી તું મને છોડાવ એવા પોકાર કરીશ પણ તે સર્વ અરણ્યમાં રૂદન કરનારની માફક નિરર્થક જશે અને કર્મ તો ભોગવવુંજ પડશે. સુખ પછી દુઃખનો વારો આવવાનોજ. એ આત્મિક સુખ હોતતો તો દુઃખ ન આવત પણ આતો ઈંદ્રિયજન્ય સુખ તે ભોગવતાં તો રાગ દ્વેષ કરાય, અને નવાં બંધનો બંધાય. આ સુખ ભોગવીને પછી દુઃખ પેદા કરવું તેજ પોતાને હાથે પોતાની ડોક ઉપર કુવાડો મારવા જેવું છે. અરે! કિંપાકનાં ઝેરી ઝાડનાં ફળોની માફક દેખાવમાં રળીયામણાં પણ પરિણામે ઝેરની માફક મારનારાં વિષયોનો જેઓ સમજીને ત્યાગ કરે છે તેઓને ધન્ય છે. તેઓજ સત્યને સમજ્યા છે અને સત્યને તેઓજ પામે છે.

આનંદ! આ પાંચ ઇંદ્રિયોનો નાયક મન છે. વિવેકજ્ઞાનરૂપ શસ્ત્રવડે તું તેને સ્વાધિન કર. મૂળનો નાશ થવાથી જેમ ડાળાં પાંદડાં પોતાની મેળેજ સુકાઈને નાશ પામે છે, તેમ આ વિકારી મન એ મૂળ સમાન છે, તેમાંથીજ-

ઇંદ્રિયોને મદદ યા વિકારી વૃત્તિવાળુ પોષણ મલે છે. આ વિકારી મનનો નાશ કરવાથી–સ્વાધિનતામાં લેવાથી બીજી બધી ઇંદ્રિયો વશ થઇ રહે છે.

આ ચપળ મન જે જે ઉપાયોવડે નિયમમાં–મર્યાદામાં આવી શકે તેતે ઉપાયો તેને લાગુ પાડવા અને તે સ્વાધિન ન થાય ત્યાંસુધી કોઇપણ રીતે પાછું હઠવું નહિં અને વિશ્રાંતિ પણ ત્યાંસુધી ન લેવી. અખંડ અને અવિશ્રાંત પ્રયત્નથી કાર્ય સિદ્ધ થયા વિના રહેતું નથી.

આનંદ! આ બહિર્મુખ ભાવે તું કેટલો કાળ ગુમાવીશ? જ્ઞાનીઓનો સમાગમ કર. ઘોર ઉપસર્ગ અને વિકટ પરિષહના પ્રસંગે પણ મેરૂ પર્વતની માફક નિશ્ચલ રહી આત્મધ્યાનવડે આત્મામાં પ્રવેશ કર. તેમ કરવાથી નિયમપૂર્વક અનંતજ્ઞાનાદિ ગુણ પ્રગટશે.

શુદ્ધ આત્મભાવ તરફની પ્રવૃત્તિ ન મૂકીશ અને મિથ્યાત્વરાગાદિમાં પ્રવૃત્તિ ન કરીશ. જેઓ વિષયકષાયને આધિન થઇને પોતાના આત્મામાં લીન થતા નથી તેવા વિવ્હળ ચિત્તવાળા જીવો અનેક પ્રકારે પરાધિન દશા ભોગવી રહેલા છે તે સામી નજર કર.

કાળ અનાદિ છે. જીવ પણ અનાદિ છે. સંસાર પણ અનાદિ છે. અનાદિકાળમાં રાગાદિને આધિન થઇ શુદ્ધ આત્મભાવનાથી ભ્રષ્ટ થયેલા આ જીવે એક પરમપુરૂષ વીત-

રાગદ્વેષ અને બીજું સંમ્યક્દર્શન એ બે વસ્તુ પ્રાપ્ત કરી નથી. તેની જો પ્રાપ્તિ થઇ હોત તો આવાં કિલષ્ટ દુઃખો સહન કરવાનો વારંવાર વખત ન આવત.

## ગૃહવાસ એ પાશ છે.

આનંદ ! આ ગૃહવાસને આત્માનો હિતકારી ન માનીશ. ઘર તે ઘર નથી પણ સ્ત્રી તે ઘર છે. આ ગૃહવાસ અનેક ભૂલો અને દુષ્કર્મોની ઉત્પત્તિનું સ્થાન છે. અજ્ઞાની જીવોને બંધનમાં નાખવા માટે કર્મોએ તે પાસ રચેલો છે. આ પાસને મોહની સાંકળવડે બાંધેલો હોવાથી મજબુત અને નિશ્ચળ છે. ઇંદ્રાદિ સમર્થ દેવો પણ આ પાશમાં સપડાએલા છે, મોટા ચૌદપૂર્વધર જેવા જ્ઞાનીઓ પણ ક્લિષ્ટ કર્મના ઉદયે આત્મભાન ભૂલી આ પાશમાં સપડાય છે, માટે જાગૃત રહીને તું આ પાશથી દૂર રહેજે.

## દેહ પણ આપણો નથી.

આનંદ ! આ દેહ પણ આપણો નથી તો તેથી અલગ રહેલા બીજા પદાર્થો પોતાના કેવી રીતે થશે ? દુધ અને પાણીની માફક આ દેહ આત્માની સાથે એક રસ થયેલો દેખાય છે પણ દેહ તે જીવ થતો નથી અને જીવ તે દેહ થતો નથી એમ જાણીને દેહ તથા દેહનાં સુખનાં સાધનો માટે તું શુદ્ધ આત્મભાવનાનો ત્યાગ ન કરીશ.

આત્મભાવના કર. હું આત્મા છું. શુદ્ધ આત્મા છું. નિરંજન છું. નિરાકાર છું. જ્યોતિસ્વરૂપ છું. અજર છું. અમર છું. અવિનાશી છું. અખંડ છું. જ્ઞાનમય છું. આનંદ સ્વરૂપ છું એવી ભાવના કર. એ ભાવનામય થા. એ ભાવના આકારે ઉપયોગને પરિણમાવ. આ આત્મભાવનાની પ્રબળતાથી આત્મા તદ્રૂપ થઇ રહે છે. માટે બીજી ચિંતા મૂકી દે. બાહ્ય પદાર્થના ચિંતનથી શાંતિ મળતી નથી પણ ઉલટું બંધન વધે છે. મનુષ્યોનું શરીર બાહારથીજ સારૂં દેખાય છે. દાટવામાં આવે તો જમીનમાંજ કોહાઇને માટીરૂપ થઇ જાય છે. બાળવામાં આવે તો રાખ થાય છે. પશુઓમાં હાથીના દાંત, ગાય, ભેંસ, હરિણ, વાઘ આદિનાં ચામડાં અને ચમરી ગાય પ્રમુખના વાળ પણ બીજાને કાંઇક ઉપયોગી થાય છે. મનુષ્ય શરીરમાં એટલું પણ સારપણું નથી. ઘુણથી ખવાયેલી શેલડી વાવવાની માફક પરલોકના હિત માટે સાધન કરવા રૂપ બીજ વાવીને અસાર શરીરને પણ શેલડીની માફક સારભૂત કરવું. કહે છે કે ઘુણે આધેલી સેલડી નકામી ન જવા દેતાં તે સેલડીની ગાંઠો બીજરૂપે વાવવાથી સેલડી વધારે સારી પેદા થાય છે તેમ સાર વિનાના મનુષ્ય દેહમાં રહીને પણ જ્ઞાનાદિ રત્નત્રયની ભાવના કરવામાં આવે તો તે ભાવનાના બલવડે સ્વર્ગ અને મોક્ષની પ્રાપ્તિરૂપ ફળ મેળવી શકાય છે.

આનંદ! મનુષ્યો સારી રીતે શરીરને સ્નાન કરાવે, તૈલાદિથી મર્દન કરાવે, વસ્ત્રાભૂષણોથી સારી રીતે શણગારે અને સ્વાદિષ્ટ ભોજનથી તેનો સત્કાર કરે તોપણ દુર્જન મનુષ્યને કરેલા ઉપકારની માફક આ બધું ફોગટજ જવાનું. છતાંપણ દુર્જન પુરૂષ જેવા આ દેહને જરૂરીયાત જેટલું ભોજન પાન વસ્ત્રાદિ આપીને આ અસ્થિર દેહની મદદથી સ્થિર મોક્ષ મેળવી લેવું. અશુચિથી ભરપુર દેહથી પવિત્ર શુદ્ધ આત્મસ્વરૂપ પ્રગટાવવું અને નિર્ગુણી દેહમાંથી કેવલજ્ઞાનાદિ સદ્ગુણો સાધ્ય કરી લેવા તે બુદ્ધિમાનોનું કર્ત્તવ્ય છે. અસ્થિર દેહવડે સ્થિર મોક્ષ, મલીન દેહવડે નિર્મલજ્ઞાન અને નિર્ગુણ દેહવડે કેવળજ્ઞાનાદિ ગુણોની પ્રાપ્તિ થતી હોય તો તેમ શામાટે ન કરવું અર્થાત્ કરી લેવુંજ.

આનંદ! આ શરીર અનેક ઠેકાણે જીર્ણ થઇ ગયું છે. કાયા ઘર નવ દ્વારવાળું અને રોમાદિવાળાં કરોડો છિદ્રોથી ભરપુર છે. મળ મૂત્ર વિષ્ટાદિથી ભરેલું છે. એમ જાણ્યા પછી તેના ઉપર રાગ કેમ કરાય? આત્મા જન્મ જરા મરણાદિ છિદ્રો વિનાનો છે. કર્મરહિત હોવાથી પવિત્ર છે. દેહ ઉપર રાગ ન કરતાં આત્મા ઉપર રાગ કરો. દેહદષ્ટિ મૂકી આત્મદષ્ટિ કરો. દેહ દુઃખરૂપ છે. અશુચિથી ભરપુર છે. આત્મા સુખસ્વરૂપ છે. પવિત્ર છે. નિર્મળ છે. શરીર જુગુપ્સા ઉત્પન્ન કરે તેવું છે. આત્મા આનંદ સ્વભાવવાળો

છે. દેહ ઉપર મમત્વન કર. અનંત ગુણમય આત્મા સાથે પ્રીતિ કર. ઇંદ્રિયાધિન પુદ્દગલિક સુખ છે તેનું ચિંતન કરતાં હૃદયનો દાહ બુઝાશે નહિં, તેના ત્યાગમાંજ શાંતિ ભરેલી છે. અગ્નિ લાકડાંથી અને સમુદ્ર પાણીથી તૃપ્ત થતો નથી તેમ કામ ભોગથી આત્માને તૃપ્તિ થતી નથી, પણ અજીર્ણ થાય છે. આત્માની પ્રીતિ સ્વાધિન છે, નાશ ન પામે તેવી છે, વિઘ્ન વિનાની છે. વિષયની પ્રીતિ પરાધિનતા ભરેલી છે, તૃપ્તિ ન થાય તેવી છે, અને અનેક વિઘ્નોથી ભરપુર છે.

સંસાર સમુદ્ર છે. મન એ પાણી છે. આત્મારૂપરત્ન સમુદ્રમાં પડયું છે. કર્મરૂપ જળચર જીવોનો ઉપદ્રવ વિશેષ છે. વિષય કષાયરૂપ પવન ફુંકાય છે. આ પવનવડે મનરૂપ પાણીને જે ઉછાળવા દેતો નથી, જડચેતનના વિવેકવડે મનમાં-થી રાગાદિ મેલને ધોઈ નાખે છે, તે તેની નીચે રહેલું આત્મા-રૂપિ રત્ન પ્રત્યક્ષ અનુભવે છે. જેનું મન નિર્મળ છે. તેને શુદ્ધ આત્મા પ્રત્યક્ષ અનુભવરૂપે થાય છે.

---

## પ્રકરણ ૮ મું.

### યોગ.

આનંદ! મિથ્યાત્વ, વિષય, કષાયાદિ વિકલ્પમાં પરિ-ણમેલા મનને વીતરાગ નિર્વિકલ્પ સમાધિવડે શુદ્ધ પરમા-

ત્માની સાથે એક રસ કરી દેવું તેનું નામ યોગ છે. પરમા-ત્માની સાથે આત્માનો યોગ થવો, આત્મા પરમાત્મારૂપે પરણમી રહે તેને યોગ કહે છે. મનને મારવાની શક્તિ ન આવે તો યોગ નકામો છે. અનંત ગુણુથા પૂર્ણ શુદ્ધ આ-ત્માને મૂકી બાહ્ય દ્રવ્યોના આલંબનથી યોગ સિદ્ધ થતો નથી.

પ્રથમ શરૂઆતમાં ચિત્તને નિર્મળ કરવા તથા વિષય કષાયાદિ દુર્ધ્યાનને અટકાવવા પરમાત્માના કોઇપણુ પવિત્ર નામનો જાપ કરોડાની સંખ્યામાં કરવો જોઇએ. જાપ જેમ ટુંકો હોય તેમ વધારે ઠીક છે. શરીરમાં તેજને રહેવાનાં અ-નેક સ્થાન છે તેમાંથી હૃદય અને તેની ઉપરનાં સ્થાનો શરૂ-આતમાં ધ્યાન યા જાપ કરવા માટે વિશેષ ઉપકારક છે. મનને સ્થિર કરવા વીતરાગ ભાવને સૂચક પરમાત્માની પવિત્ર મૂર્તિના અંગોપાગ ઉપર મનને વિશેષ પ્રકારે જોડી રાખવું અને તેના હરેક અવયવો ઉપર જાપ પણુ ચાલુ રાખવો આ અભ્યાસ દશા છે. આગળ વધતાં નિશ્ચય ધ્યાન દશામાં તો પોતાનો શુદ્ધ આત્માજ ધ્યેયરૂપે ધ્યાન કરવા યોગ્ય છે.

શુભાશુભ મન વચન કાયાના વ્યાપારોથી અલગ થઇને જેઓ ત્રિગુપ્તિવાળી સમાધિમાં—શુદ્ધ આત્મસ્વરૂપમાં સ્થિરતા કરે છે તેઓ પ્રભુના પથે વિચરનારા વીર પુરૂષો છે. જેઓ ઉજડ ભાગને વસાવે છે અને વસેલા ભાગને ઉજડ કરે છે તેવા યોગીઓ ધન્યવાદને પાત્ર છે.

યોગના અભ્યાસીઓ નાસિકાથી નાભી અથવા મૂળાધાર સુધીનો જે પ્રદેશ પ્રાણુવાયુના ગમનાગમનથી વસેલો છે તેને ઉજડ કરે છે, અને નાસિકાથી સિદ્ધો બ્રહ્મરંધ્ર સુધીનો માર્ગ ઉજડ છે–ત્યાં પ્રાણુવાયુનો માર્ગ બંધ છે, તે ઉજડ રસ્તાને વસાવે છે–તે રસ્તે થઇ પ્રાણુવાયુ સ્વાભાવિક બ્રહ્મરંધ્રદ્વારા બાહાર નીકળે એવો રસ્તો બનાવવામાં આવે છે. આ યોગનો માર્ગ છે.

જ્ઞાનયોગના માર્ગમાં–શુદ્ધ આત્માના અનુભવવામાં પરિણામોને સ્વસંવેદન જ્ઞાનવડે સ્થીર કરવાં તે ઉજડ ભાગને વસાવવા બરોબર છે. કેમકે આ પ્રદેશ ઉજડ વેરાન જેવો થઈ રહેલો છે. તેમજ મિથ્યાત્વાદિ વિકલ્પ જાળથી મનનો પ્રદેશ નિરંતર વસેલો છે. આ માર્ગ ધોરી માર્ગની માફક સદા ચાલુ છે. આ વિભાવ પરિણામવાળા પ્રદેશને સ્વસંવેદન જ્ઞાનના બળે હવે ઉજડ કરાવે છે. તે વસેલા ભાગને ઉજડ મેદાન જેવો બનાવવા બરાબર છે. આવા યોગીઓને ધન્ય છે ! ! !

આનંદ ! આ નાસિકાના બન્ને છિદ્રોથી શ્વાશોશ્વાશ બાહાર નીકળતો બંધ થઇને જે આકાશના પ્રદેશમાં લય થાય છે, ત્યાં આવી શાંત જાગૃત દશામાં મનુષ્યોનો મોહ તરત તુટી જાય છે. મન પણ ત્યાંજ વિલય થઈ જાય છે. આણુ નાસકા દ્વારનો માર્ગ મૂકીને અંદર લીધેલા શ્વાશઉશ્વાશ

રૂપે તાલુરંધ્રવડે બાહાર નીકળે છે તે આકાશમાં–નિર્વિકલ્પ સમાધિમાં રાગાદિ વિકલ્પ જાળરૂપ મોહ નાશ પામે છે. રાગાદિ વિકલ્પના આધારભૂત મન પણ ત્યાં વિલય પામે છે. સ્વરૂપમાં લીન થઇ જાય છે.

જ્યારે આત્મા રાગાદિ પરભાવમાં નહિં પરિણમતાં કેવળ લ્પ નિર્વિકસમાધિમાં રહે છે, ત્યારે ઉશ્વાશરૂપ વાયુ નાસિકાના બન્ને છિદ્રમાંથી નીકળવાનું બંધ કરીને સાધકની પ્રેરણા વિના પોતાની સહજ ગતિએ તાલવાના મધ્ય ભાગમાં વાળના આઠમા ભાગ જેટલું પાતળું સૂક્ષ્મ એક છિદ્ર છે તેને દશમું દ્વાર કહે છે તે દશમા દ્વારવડે પ્રાણવાયુ બાહાર નીકળે છે. તે વખતે નાસિકાના છિદ્રવાટે પ્રાણવાયુ બાહાર નીકળતો થોડા વખત માટે બંધ થાય છે. અભ્યાસે કરીને તે પ્રાણ બ્રહ્મરંધ્રદ્વારા નીકળવાને ટેવાઈ જાય છે તેથી મન નિવિકલ્પ દશામાં લય થાય છે અને મોહ નાશ પામે છે. હઠયોગનો માર્ગ અને જ્ઞાનયોગનો રાજમાર્ગ એ બન્નેમાં જુદાઇ એ છે કે હઠયોગમાં ક્રિયાની મુખ્યતા છે અને જ્ઞાનયોગમાં આત્મઉપયોગ એટલે જ્ઞાનની મુખ્યતા છે. ધારણાદ્વારા પવનને બ્રહ્મરંધ્ર તરફ હઠયોગથી લઈ જઇ શકાય છે તે ધારણાના પ્રયોગની આ વાત નથી, પણ નિર્મળતા વધતાં આત્મ જાગૃતિને લીધે મન જ્યારે વિકલ્પો કરતું બંધ થાય છે ત્યારે તે મનની નિર્વિકલ્પ સ્થિતિમાં પ્રાણ નાસિકાદ્વારે નીકળતો બંધ થઇ સહજ ઉર્ધ્વ ગતિએ બ્રહ્મરંધ્રદ્વારા બહાર

આવે છે, તે નિર્વિકલ્પ આત્મજાગૃતિવાળી સ્થિતિમાં મન તથા મોહનો નાશ થાય છે એ કહેવાનું તાત્પર્ય છે. વાયુની ધારણાથી દેહની નિરોગીતા, શરીરનું હળવાપણું ઇત્યાદિ થાય છે પણ તે વાયુની ધારણાથી કર્મના ક્ષયવાળી મુક્ત દશાની પ્રાપ્તિ થતી નથી.

આનંદ! જેઓ આકાશમાં નિવાસ કરીને રહે છે તેમનો મોહ વિલય પામે છે, મન મરી જાય છે, શ્વાશોશ્વાશ તુટી જાય છે અને જ્ઞાન અંતરમાં પ્રગટે છે. રાગદ્વેષ અને મોહના વિચારવાળી વિકલ્પ જાળથી રહિત, મન વચન કાયાની નિશ્ચલ સ્થિરતાવાળી ત્રણ ગુપ્તિથી ગુપ્ત પરમ સમાધિમાં જેઓ નિવાસ કરે છે તેમની મોહમમત્વાદિવાળી વિકલ્પ જાળ નાશ પામે છે. આલોક તથા પરલોકના સુખની આશાવાળું મન મરી જાય છે, તે વખતે સહજ થોડીવાર સ્વાભાવિક ગતિએ શ્વાશોશ્વાશ નાસિકાદ્વારને મૂકીને ઉશ્વાશ તાલુમાં રહેલા બારિક છિદ્રદ્વારા બાહાર નીકળે છે. ફરી પણ થોડું આતરૂં નાખીને નાસિકાદ્વારા ઉશ્વાશ બહાર નીકળે છે. ફરી પણ ઉશ્વાશ વાયુ બ્રહ્મરંધ્રદ્વારા બાહારુ નીકળે છે.

વિકલ્પો બંધ થતાં નિર્વિકલ્પ સમાધિના બળવડે, યોગી લોકો જેને દશમું દ્વાર, બ્રહ્મરંધ્ર અને સૂક્ષ્મ એવા નામથી બોલાવે છે તે તાળવાના છિદ્રમાંથી વાયુ બાહાર

જાય છે તે આકાશમાં વિશેષ ઉપયોગરૂપે સ્થિરતા થતાં મોહ ઓછો થાય છે, વિકલ્પવાળું મન મરે છે—મન વિકલ્પો કરતું અટકે છે. શ્વાશોશ્વાશ ચાલવો તે વખતે બંધ થાય છે, આવી સ્થિતિ વધારે વખત લંબાય તો કેવળજ્ઞાન ઉત્પન્ન થાય છે.

મનનું જ્યાં મનત્ત્વ નાશ પામે છે ત્યાં પવનનું પવનત્ત્વ પણ નાશ પામે છે. આવી સ્થિતિમાંજ વિશ્વનો પ્રકાશક આત્મા સ્વરૂપમાં—નિર્વિકલ્પ સમાધિમાં આનંદ કરે છે—રહી શકે છે.

આનંદ ! લોક પ્રમાણે વ્યાપી રહેલા આકાશમાં તારા મનને તું વ્યાપક કર. આ ધ્યાનથી તારો મોહ નાશ પામશે અને પરમાત્મ સ્વરૂપની પ્રાપ્તિ તને થશે. જેમ જેમ પવનને આકાશમાં ઠરાવી શકાય છે અને મનને પણ ધીમે ધીમે થોડું વિશેષ. થોડું વિશેષ, એમ આકાશમાં દૂરને દૂર મોકલી શકાય છે તેમ તેમ અભ્યાસથી મનને વિશ્વવ્યાપક પણ બનાવી શકાય છે. મનની નિર્મળતા અને નિર્વિકલ્પતા જેમ વધતી જાય છે તેમ તેના પ્રમાણમાં મન આ દેહથી છુટું થતું જાય છે, નિર્વિકલ્પ સમાધિમાં પછી મનને વિશ્વ વ્યાપી ધારી શકાય છે અને સ્થિર પણ કરી શકાય છે. આ સ્થિતિમાં કર્મોનો ક્ષય થાય છે અને આત્મા પરમાત્મસ્વરૂપે થઈ રહે છે.

## ચિંતા ત્યાગ.

આનંદ ! નેત્રો અર્ધ ઉઘાડાં રાખવાથી કે મીંચેલાં રાખવાથી કાંઈ યોગ સિદ્ધ થતો નથી પણ મનને સર્વ પ્રકારની ચિંતા રહિત કરીને શુદ્ધ આત્મસ્વરૂપમાં સ્થિર રહેવાથી યોગ સિદ્ધ થાય છે, મોક્ષ મેળવી શકાય છે.

ચિંતાનો ત્યાગ કરીશ તોજ સંસારમાંથી છુટી શકીશ. ચિંતામાં આશક્ત જો જીનવર હોય તો તે પણ સુંદર પરિણામ પામતા નથી. છદ્મસ્થ અવસ્થામાં શુભાશુભ ચિંતામાં આશક્ત જીનવર પણ અવધિજ્ઞાન અને મનઃ પર્યવજ્ઞાન હોવા છતાં રાગાદિ રહિત શુદ્ધ આત્મ પરિણામને પ્રાપ્ત થતા નથી તો બીજા અલ્પ સત્ત્વવાળા જીવો માટે તો શું કહેવું ? અર્થાત્ ચિંતા જાળથી મૂકાયા પછી જીનેશ્વરોને પણ કેવલજ્ઞાન પ્રગટે છે.

આનંદ ! શુભાશુભ મનવચન કાયાના વ્યાપારરૂપ વ્યવહારમાં તને આટલી બધી લાગણી કેમ થાય છે ? આ માયાવી પાખંડરૂપ પ્રપંચ વિનાના તારા શુદ્ધ આત્માને વીતરાગ સ્વસંવેદન જ્ઞાનવડે જાણીને વિકલ્પ જાળ વિનાના પરમાત્મ ભાવમાં રહીને શુભાશુભ વિકલ્પની જાળરૂપ મનને માર. આ પુરૂષાર્થ તારે અવશ્ય કરવા યોગ્ય છે.

શુભાશુભ રાગની સાથે, મીઠા ખાટાદિ રસની સાથે, ધોળાકાળા રૂપની સાથે પરિણામ પામતા તારા મનને પાછું

હઠાવીને તેની પાસે આત્મધ્યાન કરાવ. પરમાત્માનું સ્મરણ કરાવ.

શુભઅશુભ કે શુદ્ધ જેવા ઉપયોગે આત્માનું ચિંતન કે ધ્યાન કરીએ તેવા રૂપે તેનું પરિણામ આવે છે. સ્ફાટિક મણી પાસે લાલ પીળી કે લીલી ઉપાધી કે પુષ્પાદિ રાખવામાં આવે છે તે પ્રમાણે તે પરિણમે છે–દેખાવ આપે છે. અથવા ગારૂડિકાદિ કોઇપણ મંત્ર જેવા પરિણામે જપવામાં આવ્યો હોય તેવા ફળરૂપે પરિણમે છે. તેમ આત્મા પણ શુભ ઉપયોગે અશુભ ઉપયોગે કે શુદ્ધ ઉપયોગે પરિણમાવ્યો હોય તેવા રૂપે પરિણમે છે. આશય કહેવાનો એવો છે કે જેનું જેનું જેવા જેવા ભાવે ચિંતન કરાય છે તેની તેની સાથે તેવા તેવા રૂપે આત્મા પરિણમે છે–તન્મય થાય છે, માટે શુદ્ધ આત્મપદની પ્રાપ્ત કરવાના અર્થિંઓએ રાગાદિ સર્વ વિકલ્પોનો ત્યાગ કરી શુદ્ધ સ્વરૂપેજ આત્માને પરિણમાવવો.

## આત્મા તેજ પરમાત્મા છે.

આનંદ! આત્મા તેજ પરમાત્મા છે. કર્મને લઇને પરાધિન દશા ભોગવે છે. આત્મા જ્યારે આત્માને જાણે છે ત્યારે આ આત્મા તેજ પરમાત્મા છે. જે જ્ઞાનમય પરમાત્મા છે તે હુંછું. અને જે હુંછું તે પરમાત્મા છે. આ પ્રમાણે ભ્રાંતિરહિત થઇ પરમાત્માપણાની ભાવના કર.

વ્યવહારે કર્મનાં આવરણોથી આત્મા ઢંકાઈ રહેલો છે છતાં સત્તાગતે તો ચોકસ તે પરમાત્મ સ્વરૂપજ છે. આ ભાવનાના બળથી વ્યવહારમાં પણ આત્માની પૂર્ણતા પ્રગટ થાય છે. નિર્મળ સ્ફટિક રત્નની આગળ મૂકવામાં આવેલી લાલ પુષ્પાદિકની ઉપાધિ તે જેમ સ્ફટિક રત્નથી જુદી છે તેમ આત્માની આગળ આવી રહેલી કર્મની ઉપાધિ પણ સ્વભાથીજ જુદી છે. એમ દઢ નિશ્ચય કર. સ્ફટિકની માફક આત્મા સ્વભાવથીજ સ્વભાવે નિર્મળ છે. આ શરીર મનાદિની મલીનતાનો ભ્રાંતિથી આત્મા ઉપર આરોપ કરીને આત્માને મલીન ન માનીશ.

આનંદ! વસ્ત્ર લાલ, જીર્ણ કે ફાટી ગયેલું હોય તો પણ તેથી કાંઇ શરીર લાલ, જીર્ણ કે ફાટી ગયેલું માનવામાં નથી આવતું. કેમકે શરીર અને વસ્ત્ર બન્ને અત્યંત જુદાં છે, તેમ આ દેહ લાલ હોય, જીર્ણ થયેલું હોય કે તુટી ગયેલું હોય તો આત્મા રાતો જીર્ણ કે તુટી ગયેલો અનુભવાતો નથી. દેહ અને વસ્ત્રના સંબંધમાં ભેદ સમજનાર જેમ દેહને વસ્ત્રથી જુદો માને છે, તેમ દેહ અને આત્માનો ભેદ સમજનાર જ્ઞાની આત્માથી દેહને જુદો સમજે છે.

## શત્રુ તેજ મિત્ર છે.

આનંદ! શરીર ઘણા વખતનું પરિચિત અને સાથે રહેવાવાળું હોવાથી મિત્ર સમાન છે, છતાં તે એકાંતે સુખ

રૂપ તો નથીજ. આત્મભાન ભૂલેલા ઘણા જીવોને આ મિત્ર સમાન ભાસતા દેહે શત્રુથી પણ ખરાબ સ્થિતિમાં લાવી મૂકયા છે, ત્યારે શત્રુતુલ્ય ગણાતા બીજા જીવો પરિણામે સુખદાઈ નિવડયા છે. મહાત્મા મહાબળમુનિ ધ્યાનમાં હતા. ત્યારે પૂર્વ જન્મની સ્રીએ વૈરભાવથી ચારે બાજુ લાકડાં ખડકી અગ્નિ લગાવી દીધી. આ વખતે પરિણામની તિવ્ર જાગૃતિવાળી ધારાવડે તે મહાત્માએ ઘણાં કર્મ ખપાવી દીધાં. શત્રુતુલ્ય ગણાતી સ્રી કનકવતીને કર્મ ખપાવવામાં સહાયક માની મિત્રભાવમાં બદલાવી નાખી. જે કર્મો ઘણાં વર્ષોએ ખપાવી ન શકાત તે કર્મો થોડા ટાઇમમાં ખપાવી દીધાં. પરિણામને બદલાવી નાખનાર મુનિએ શત્રુને મિત્ર માની આત્મજ્ઞાન પ્રગટ કર્યું. આમ સવળો અર્થ લેનારનો વિજય થાય છે ત્યારે અવળો અર્થ લેનારનો પરાજય થાય છે. તે સ્રી કનકવતીએ વિચાર કર્યો કે આ મુનિ મારાં બધાં દુષ્કર્મો જાણે છે, આ ગામનો રાજા તેનો પુત્ર છે, જો એ વાત તેના પુત્રને કહેશે તો મને રહેવાને સ્થાન નહિં મળે, માટે એ મારા શત્રુને હમણાંજ મારી નાખું તોજ ઠીક થાય. આમ તે મહાત્માને શત્રુતુલ્ય સમજી તેના તરફ નિર્દયતાવાળું વર્તન કરનાર કનકવતીનું ભાવી અકલ્યાણ થયું. મરીને નરકમાં ગઈ. તેણે જો પોતાના મનના પરિણામને પ્રેમભાવમાં બદલાવ્યાં હોત તો તેનો આત્મા જરૂર

નિર્મળ થાત અને ભાવીકાળમાં સુખી થાત. શરીર નાશ થવાનો પ્રસંગ આવી મળે તો દેહ આત્માની ભિન્નતાના જ્ઞાનની કસોટિ સમજીને તેમાંથી પસાર થવું અને શત્રુને મિત્રના વિચારમાં બદલાવી નાખવો

દેહનો વિનાશ કરનારના પ્રત્યે પણ સમરસ ભાવમાં રહેલો જ્ઞાની સમભાવજ ધારણ કરે છે. ધ્યાનમાં રહેલા દમદંત મુનિ પ્રત્યે કૌરવોએ વેરભાવ ધારણ કરી પથરાઓ ફેંકીને એક ઢગલામાં દબાવી દીધા, ત્યારે દમદંત મુનિએ સમભાવ રાખી તેનો દોષ ન કાઢતાં પોતાના કર્મનો દોષ સમજી આત્મધ્યાનમાં દૃઢ રહ્યા.

સંગમ દેવના ઉપસર્ગ પ્રસંગે સંગમ દેવ ઉપર કોપ ન કરતાં મારા પોતાના પૂર્વકૃત કર્મનો આ બદલો છે એ વિચાર જ્યારે મને આવ્યો ત્યારે એ ઉપસર્ગનું દુઃખ મને ઘણું થોડુંજ વેદાયું. મેં નવીન કર્મ ન બાંધ્યું અને પૂર્વનું કર્મ ઓછું કર્યું. આમ તમારે પણ આવા પ્રસંગે વર્ત્તવાની જરૂર છે.

**આનંદ!** અશુભ કર્મનો ઉદય થાય ત્યારે આ પ્રમાણે વિચાર કરવો કે જે કર્મ મારે ઉદયમાં લાવીને ભોગવી લેવાનું છે તેજ કર્મ જો પોતાની મેળેજ ઉદયમાં આવ્યું છે તો તે સમભાવે ભોગવી લેવામાંજ મારૂં હિત સમાયેલું છે. ઘણા કાળનાં સંચય કરેલાં કર્મો ઉત્તમ ભાવનાના બળ

વડે ઉદયમાં લાવીને અથવા દુર્ધર કષ્ટઅનુષ્ટાન કરવા વડે ઉદયમાં લાવીને તેનો અનુભવ કરીને જ્ઞાનીઓ નિર્જરી નાખે છે–આત્મપ્રદેશથી કર્મોને જુદા કરે છે, તો આ કર્મ તો પોતાની મેળેજ ઉદય આવેલું છે માટે મારે શાંતિથી ભોગવી લેવું, એમ માનીને ઉદ્વેગ ન કરતાં સંતોષથી ભોગવવું તેમાંજ લાભ છે.

## કઠોર શબ્દો સહન કરવા.

આનંદ ! હૃદયને ગમે નહિં અને કાનને તો શૂળા સમાન લાગે તેવાં નિષ્ઠુરતા ભરેલા કઠોર શબ્દો સાંભળીને પણ તે સમભાવે સહન કરવા. " હું ઇન્દ્રિય નથી, હું દેહ નથી. " એ વાત સાચી હોય અને અનુભવમાં બરોબર ઉતરતી હોય તો પછી જડ એવા આ કઠોર શબ્દો, અનંત શક્તિવાન્ મારા આત્માને હેરાન કેવી રીતે કરી શકે ? આવા શબ્દો સહન કરવાનું બળ અવશ્ય મારામાં પ્રગટવુંજ જોઇએ. શબ્દો સહન કર્યા કે તે બળ પ્રગટ થઇ જ ગયું. છતાં તે સહન ન થાય તો નિર્વિકલ્પ સમાધિમાં તરતજ પ્રવેશ કરી દેવો. નિર્વિચાર થતાંની સાથેજ જાણે કોઇ પ્રસંગ બન્યોજ નથી એમ એ વાત ઉડીજ જાય છે. અથવા હું પરમાત્મ સ્વરૂપ છું એવી ભાવના કરવી. શબ્દો જડ છે હું આત્મા છું. જડની સત્તા અથવા અસર અનંત શકિતવાન્ આત્મા ઉપર આવી નજ શકે

એવા વિચારો કરવા. તેથી મન તરતજ શાંત થઈ જશે. એવીજ જાતનો કોઈ પણ વિચાર–ઉપાય કામે લગાડી મન ઉપર કઠોર શબ્દોની અસર થવા નજ દેવી.

## આત્મામાં જાતિનો ભેદ નથી.

આનંદ ! આત્મામાં જાતિનો ભેદ નથી. કેવળજ્ઞાનાદિ ગુણોએ સર્વ જીવો સરખા છે. આત્મભાન ભૂલીને અજ્ઞાન દશામાં જીવે જે જે કર્મો ઉપાર્જન કર્યાં છે તેતે કર્મના ઉદયને લઈને બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય શૂદ્ર ઇત્યાદિ જાતિઓના ભેદ બનેલા છે. તેને લઇને વિશ્વમાં આ વિવિધતાઓ દેખાઇ રહી છે. જો આ જીવો આત્માને સમજીને તેના સ્વરૂપમાં સ્થિર થાય તો પછી આ વિવિધજાતિઓ રહેવા પામતી નથી. દેહમાં રહેવા છતાં તે વિવિધતાની અસર તેના મન ઉપર જરા પણ થવા પામતી નથી. કોઇ વંદન કરે કે કોઈ નિંદે તે બન્ને તેને મન સરખું ભાસે છે. આવા આત્મભાનમાં જાગૃત થયેલા આત્માઓને વારંવાર વિવિધ જાતિવાળા સંસારના ચક્રમાં ભમવું પડતું નથી.

## અવગુણ બોલનારા ઉપર ક્ષમા.

આનંદ ! અવગુણ બોલનારના ઉપર પણ ક્ષમા કરવાની જરૂર છે. તારી આત્મ દૃષ્ટિ હુવે જાગૃત થઇ છે. જ્ઞાની અને અજ્ઞાની બન્નેની જો સરખી પ્રવૃત્તિ હોય તો પછી જ્ઞાની અને અજ્ઞાનીમાં ફેર શાનો ? કોઈ તમારી

નિંદા કરે અને તે તમારાથી સહન ન થાય તો ભાવનાના બળ વડે સહનતા મેળવો. જેમકે મારા અવગુણ બોલીને તે માણસ સુખી થાય છે તો હું તે જીવને સુખના કારણ ભૂત થયો છું તેથી મારે આનંદ માનવો જોઇએ. કેમકે કેટલા એક પરોપકારી જીવો પૈસાદિની મદદ આપીને બીજાને સુખી કરે છે, મારે તો પૈસાનું ખરચ કર્યા વિના બીજાને સુખી કરવાનો પ્રસંગ મળ્યો છે એમ માનીને તેના ઉપર ક્રોધ ન કરતાં ક્ષમા કરવી. અથવા તે માણસ મારા દોષો બોલે છે પણ જ્ઞાનાદિ ગુણોતો લેતો નથીને? એમ માનીને તેના ઉપર કોપ ન કરવો. અથવા તેઓનું કહેવું સાચું છે કેમતે કે જે કહે છે તે દોષો મારામાં છે, એમ સમજીને આત્મભાન ન ભૂલવું. અથવા તે જે દોષો કહે છે તે દોષો મારામાં નથી. અથવા તે દોષો મારા નથી તો તેના કહેવાથી તે દોષો કાંઇ મારામાં આવવાના નથી, તેમ તે દોષોવાળો હું થવાનો નથી, એમ વિચારીને ક્ષમા કરવી. અથવા તે ઓ મારી પાછળ મારા દોષો બોલે છે પણ મારી સન્મુખ તો કાંઈ બોલતા નથીને? માટે એટલા તે માણસો સારા છે. એટલો પણ તેનામાંથી ગુણ ગ્રહણ કરીને તેના ઉપર ક્ષમા ધારણ કરવી. અથવા તે માણસો મોઢેથી જ મારા દોષો બોલે છે પણ મારા શરીરને તો કાંઇ પીડા નથી કરતાને? શરીરને પીડા કરે છે તો પણ મારા પ્રાણનો નાશ તો નથી કરતાને? મારા પ્રાણનો કદાચ તે નાશ

કરશે પણ મારી આત્મ જાગૃતિનો નાશ તો નથી થવાનો ને ? એમ ઉત્તરોત્તર સારી ભાવનાનો આશ્રય લઇ, સામાના વચનોની ખરાબ અસર મન ઉપર થવા ન દેવી, પણ સર્વ શકિત વાપરીને પણ તેના ઉપર ક્ષમા કરવી.

## મોક્ષની પણ ચિંતા ન કરવી.

આનંદ ! ચિંતાનો ત્યાગ તારે અવશ્ય કરવો જોઇએ. ચિંતાઓ એ મનની કલ્પનાઓ છે. પ્રારબ્ધને સુધારવાથી ચિંતાઓમાં કાંઇક સુધારો થાય છે તો પણ તે શુભ પુન્ય પ્રકૃતિ લુહારની સાણસીની માફક થોડીવાર આગમાં તો થોડીવાર પાણિમાં એમ સુખની પાછળ દુઃખ અને દુઃખની પાછળ સુખ. આવી ઘટમાળા ચાલ્યા જ કરે છે. આત્મા આ સુખ દુઃખની–પુન્ય પાપની પણ પેલી પાર છે. આત્મ જાગૃતિ થયા પછી, આત્માજ સુખ સ્વરૂપ છે એમ નિશ્ચય થયા પછી પાંચ ઇંદ્રિયોના વિષયો સંબંધી ઘણી ચિંતાઓ ઓછી થઇ જાય છે, તો પણ થોડી પણ રહી ગયેલી ચિંતા ભવિષ્યમાં અનેક ચિંતાઓનો જન્મ આપે છે. જો થોડું પણ શલ્ય શરીરમાં રહી ગયું હોય તો આજુબાજુનો ભાગ સોડવી–પકાવીને વેદનામાં વધારો કરે છે, તેમ એક ચિંતા બીજી ચિંતાને અને બીજી ચિંતા ત્રીજી ચિંતાને પ્રગટ કરે છે, એમ ચિંતાની પરંપરામાં વધારો થયા કરે છે,

માટે આત્મ ચિંતનને મૂકીને બીજી બધી ચિંતાઓનો ત્યાગ કર.

આનંદ ! મોક્ષની પણ ચિંતા ન કરીશ. ચિંતા કરવાથી મોક્ષ મળતું નથી. જીવ જેનાથી બંધાયો છે તેનો ત્યાગ કરવો તે ત્યાગ જ મોક્ષ કરશે. મોક્ષ રાગાદિ ચિંતા જાળ વિનાનું છે. અનંત જ્ઞાનાદિ ગુણવાળું મોક્ષ છે. તે ચિંતા કરવાથી કોઇ પણ રીતે તે પ્રાપ્ત નજ થાય. મિથ્યાત્વ રાગાદિ ચિંતા જાળથી ઉપ્તન્ન કરાયેલાં કર્મ વડે આ જીવ બંધાયેલો છે તે શુભાશુભ કલ્પનાઓનો ત્યાગ થતાં, અનંત જ્ઞાનાદિ ગુણો પ્રગટ થઇને, શુદ્ધ આત્મતત્ત્વમાં રહેલા જીવનો મોક્ષ કરશે.

સવિકલ્પ અવસ્થામાં વિષય કષાયાદિ દુર્ધ્યાનથી બચવા માટે અને મોક્ષ માર્ગની ભાવના દૃઢ થાય તે માટે ઉચ્ચ ભાવનાવાળી કેટલીક ચિંતાઓ કરવામાં આવે છે. જેમકે “ પ્રભુ ! અમારાં દુઃખોનો ક્ષય થાઓ, કર્મોનો ક્ષય થાઓ. બોધિ બીજની પ્રાપ્તિ થાઓ. સદ્ગતિની પ્રાપ્તિ હો. સમાધિ મરણ પ્રાપ્ત થાઓ, અને જીનેશ્વરોના ગુણની સમૃદ્ધિ અમારા હૃદયમાં પ્રગટો ” આવી અને આને લગતી કેટલીક ભાવનાઓ કરવામાં આવે છે તે, તે ભૂમિકામાં ઉપયોગી છે પણ નિર્વિકલ્પ સમાધિના અવસરે આ ભાવનાઓ ઉપયોગી નથી ત્યાં તો આ ભાવનાઓ ચિંતાના

રૂપમાં ગણાય છે, કેમકે તે અવસરે તો પરમાત્માના શુદ્ધ સ્વરૂપના જેવીજ સાધકની સ્થિતિ છે. તેમાં આ નીચલી ભૂમિકાની ભાવનાને અવકાશ નથી. નિર્વિકલ્પ દશામાં જવાની નજીકના વખતે મોક્ષની ચિંતા કરવાની ના કહેવામાં આવે છે.

## પરમ સમાધિમાં કર્મ મળ ધોવો.

**આનંદ** ! પાણીના પ્રબળ પ્રવાહમાં જેમ મળ ધોવાઈ જાય છે તેમ જેઓ ચિદાનંદ એક સ્વભાવ રૂપ પરમ સમાધિમાં મગ્ન થાય છે, તેનાં શુદ્ધ પરિણામ રૂપ પાણીના પ્રવાહમાં કર્મમળ ધોવાઇ જાય છે. આ પરમ સમાધિ સર્વ વિકલ્પોનો નાશ કરે છે, માટેજ શુભાશુભ પરિણામનો ત્યાગ કરી યોગીઓ કેવળ આત્મ સ્વરૂપમાં વારંવાર ડુબી રહે છે. શુભાશુભ પરિણામ કે પ્રવૃત્તિથી પુન્ય બંધ થાય છે ત્યારે આ વીતરાગ નિર્વિકલ્પ સમાધિમાં કર્મની નિર્જરા થાય છે. આત્માનો પૂર્ણ વિકાશ આ સમાધિમાં થાય છે માટેજ આત્માર્થિ જીવો વારંવાર આ સમાધિ રૂપ માનસરોવરમાં–અમૃતના કુંડમાં મગ્ન થઇ રહે છે; અને આત્માના અભેદ આનંદનો અનુભવ કરે છે.

**આનંદ** ! આતાપના લેવી, અને ભુખ્યા રહેવું, ભોંય ઉપર સયન કરવું અને કેશાદિનું લુંચન કરવું ઈત્યાદિ તપશ્ચર્યા કરવા છતાં તેમજ વિવિધ વિકલ્પોવાળાં શાસ્ત્રો

ભણુવા છતાં પણુ જો રાગ દ્વેષાદિ વિકલ્પો વિનાની પરમ સમાધિની પ્રાપ્તિ ન થઈ હોય તો સમજવું કે તેણે ઉખર જમીનમાં હળ ખેડીને બી વાવ્યું છે, કાંતો જમીન ખારી અને કાંતો બીજ બળી ગયેલું સમજવું. કાંતો તે માર્ગ ભૂલ્યોછે અને કાંતો તેણે આ માર્ગે પુરૂષાર્થ કર્યો નથી.

આત્માજ ગ્રહણુકે પ્રાપ્ત કરવા યોગ્ય છે એમ માની ને જેઓ શુદ્ધ આત્માની સાધક, અનુકુળ તપશ્ચર્યા કરે છે તથા આત્મજ્ઞાનમાં સાધન રૂપ શાસ્ત્રો ભણે છે તો તે બ પરંપરાએ મોક્ષનાં સાધક થાય છે, પણુ જો આત્મભાન જાગૃત ન હોયતો આ તપ તથા શાસ્ત્રો બન્ને પુન્ય બંધનાં કારણો થાય છે. નિર્વિકલ્પ સમાધિ વિના આત્મ સ્વરૂપ જાણી શકાતું નથી.

**આનંદ!** આનંદ એ બ્રહ્મનું સ્વરૂપ છે. પોતાના આત્મામાંજ છે, પણુ જન્માંધ મનુષ્ય જેમ સૂર્યને જોઈ શકતો નથી તેમ ધ્યાન સમાધિવિના તે બ્રહ્મસ્વરૂપ જોઈ શકાતું નથી.

મનાદિ ત્રણુ ગુપ્તિવાળી પરમસમાધિના બળે જેઓ વિષય કષાય ને મૂળથી ઉખેડી નાખતા નથી તેઓ પરમ પવિત્ર પરમાત્મસ્વરૂપના આરાધક અને ભોક્તા થઈ શકતા નથી.

## ધ્યાનનાં પાંચ કારણો.

**वैराग्यं तत्त्वविज्ञानं नैर्ग्रंथ्यंवशचित्तता**
**जितपरीषहत्वंच पंचैते ध्यानहेतवः ॥ १ ॥**

**આનંદ!** વૈરાગ્ય, તત્ત્વજ્ઞાન, નિર્ગ્રંથતા, સ્વાધિનમન અને પરીષહો ઉપર વિજય, આ પાંચ ધ્યાનનાં કારણો છે. કારણોમાંથી કાર્યની ઉત્પત્તિ થાય છે, ધ્યાનસમાધિની પ્રાપ્તિમાં પ્રથમ વૈરાગ્યની મુખ્ય જરૂર છે. આ વૈરાગ્ય સંસારનું સ્વરૂપ બરાબર જાણ્યા સિવાય પગટતો નથી, સંસારની ક્ષણ ભંગુરતા, સંયોગની વિયોગશીળતા, વિષયોનું વિરસ અવસાન, સંપત્તિની પાછળ રહેલી વિપત્તિ અને મનુષ્યોનો સ્વાર્થ પુરતો સંબંધ, આ સર્વથી સંસારનું સ્વરૂપ કાંટા વાળું અને દોષોથી ભરપુર જણાયા પછી જે વૈરાગ્ય પ્રગટ થાય છે તે શરૂઆતનો વૈરાગ્ય બહુ ઉપયોગી થઈ પડે છે.

કેટલાએક સંપ્રદાયવાળાઓ કહે છે કે વિષય ભોગવવાથી કામની શાંતિ થાય છે અને પછી વૈરાગ્ય થાય તે ઠીક છે. આમ માનવામાં તેઓ ભુલ ખાય છે. જ્યારે જ્યારે વિષયોનો ઉપભોગ કરવામાં આવે છે ત્યારે ત્યારે તે કોઈ દિવસ ન ભોગવ્યા હોય તેની માફક નવીનજ લાગે છે. લાકડાંથી જેમ અગ્નિ શાંત ન થતાં ઉલટો વધે છે તેમ વિષયોના ઉપભોગથી કામની ઇચ્છામાં વધારોજ થાય છે. વિષયોમાં પ્રવૃત્તિ કરનારમાં વૈરાગ્ય હોયજ નહિં.

વિષયોનો ત્યાગ કરવો તેજ વૈરાગ્યને પોતાની પાસે બોલાવવાનું આમંત્રણ છે. તપેલા લોઢાના ગોળા ઉપર નાખેલા પાણીના બિન્દુની માફક વિષયાશક્તિ ચિત્તમાં વૈરાગ્ય ટકી શકેજ નહિ. છતાં ચારિત્રનો મહિમા કોઇ અલૌકિક છે, આત્મજ્ઞાન પૂર્ણ પ્રગટ થયા પછી દેવેન્દ્ર આદિની ભક્તિથી તેમના સંતોષને ખાતર સમવસરણમાં બેસવું, દેવોનાં કરેલાં ગીત નૃત્યાદિ સાંભળવાં, જોવાં વિગેરે નો ઉપયોગ તીર્થંકરો કોઇ પ્રસંગે કરે છે, પણ તેઓ પૂર્ણ કોટિએ પહોંચેલા હોવાથી નિર્લેપ રહી શકે છે. તેમનું દેખી બીજા અનધિકારીઓ તેમ કરવા જાય તો અવશ્ય પતિત થાય.

આત્મતત્ત્વના બોધથી તત્ત્વદૃષ્ટિ પ્રાપ્ત થતાં મોક્ષના માર્ગમાં પ્રવૃત્તિ કરનારનો વૈરાગ્ય તે જ્ઞાન ગર્ભિત વૈરાગ્ય છે. દેખેલા, સાંભળેલા અને અનુભવેલા તમામ પદાર્થો ઉપરથી જેમને વિરક્ત ભાવ આવેલો છે, આવો જ્ઞાન ગર્ભિત વૈરાગ્ય પ્રગટ થતાં આમાર્ગમાં તે ઘણી ઝડપથી આગળ વધી શકે છે. જે વૈરાગ્યથી વિષય કષાયની નિવૃત્તિ થાય તેજ ઉત્તમ વૈરાગ્ય છે.

જીવ અજીવઆદિ નવ તત્ત્વો, ધર્માસ્તિ કાયાદિ છ દ્રવ્યો, નય નિક્ષેપ સ્યાદ્વાદ વિગેરેના જ્ઞાનથી વસ્તુ તત્ત્વનો નિર્ણય કરી, તેમાંથી પણ સારભૂત શુદ્ધ આત્માની પ્રાપ્તિ થાય તેવું તત્ત્વનું જ્ઞાન પ્રાપ્ત કરવું, નિશ્ચય કરી,

હૃદયમાં ધારી રાખવું આ તત્ત્વ વિજ્ઞાન એ ધ્યાનનું બીજું સાધન છે. ૨.

બાહ્ય અને અભ્યંતર પરિગ્રહના ત્યાગ કરવારૂપ નિ-ર્ગ્રંથતા પ્રાપ્ત કરવી, બાહ્ય પારગ્રહ ધન, ધાન્ય, જમીન, સ્ત્રી, નોકર, આદિ નવ પ્રકારનો પરિગ્રહ ત્યાગ કરવો. અભ્યંતર પરિગ્રહ મિથ્યાત્વ, સ્ત્રીવેદ, પુરૂષવેદ. નપુંસકવેદ, હાસ્ય, રતિ, અરાત, ભય, શોક, દુગંછા, ક્રોધ, માન, માયા, લોભ આ ચૌદ પ્રકારનો છે તેનો ત્યાગ કરવો. આ બન્ને પ્રકાર નાં પરિગ્રહના ત્યાગથી નિર્ગ્રંથતા–સાધુપણું પ્રાપ્ત થાય છે. ધ્યાનના સાધનમાં સાધુપણું હોવું તે ત્રીજું કારણ છે. ૩.

મનવશ કોવું જોઇએ એ ધ્યાન પ્રાપ્તિનું ચોથું સાધન છે. જેમ જેમ પૂર્વનાં કારણો મજબુત થતાં જાય છે તેમ તેમ મન વશ થતું જાય છે. વૈરાગ્યને લીધે ઘણા વિકલ્પો ઓછા થયા હોય છે. ત્યાર પછી તત્ત્વનું જ્ઞાન થવાથી મનના ઘણા વિકલ્પો શાંત થાય છે. પછી નિર્ગ્રંથતા પ્રાપ્ત થતાં તેથી પણ વિશેષ વિકલ્પો ઘટી જાય છે. હવે મનમાં વિકલ્પો નથી ઉઠતા એટલે સર્વ ચિંતાના– સંકલ્પવિકલ્પના ત્યાગ રૂપ ચોથું સાધન મનનું સ્વાધિન પણું પ્રાપ્ત થાય છે. ૪

પરીષહ જીતવાપણું એ પાંચમું સાધન છે. સત્તામાં રહેલા કર્મોમાંથી કર્મો બાહાર આવે છે ત્યારે

ક્ષુધા, તૃષા, ટાઢ, તાપ, ડાંસ, આક્રોશ, વધ, રોગ, જરૂરીયાત વાળી વસ્તુની અપ્રાપ્તિ, ઇત્યાદિ પરીષહોવાળી મુશ્કેલીઓ વિઘ્ન રૂપે આડી આવે છે. મનને દઢ કરીને, કેટલુંક સહન કરીને, કેટલીક વસ્તુ વિના ચલાવી લઇને, અડગ બળ વાપરીને આપરીષહો ઉપર વિજય મેળવવો.

આ પાંચ ધ્યાનનાં કારણોથી અંત:કરણને મજબુત બનાવીને ધ્યાનમાં પ્રવેશ કરવો.

**આનંદ !** આ ધ્યાનના બળે પરમસમાધિ મેળવી પરબ્રહ્મને પ્રાપ્ત થાઓ. આ હાથ આવેલી ખરી અમૂલ્ય તક ગુમાવશો તો ફરી આ વિશ્વમાં પરિભ્રમણ ચાલુ રહેશે. જ્ઞાનીઓની આ અનુભવ સિદ્ધ વાત છે કે જ્યાં સુધી શુભાશુભ સર્વ પરિણામોનો નાશ કરવામાં નથી આવતો ત્યાં સુધી મનને પરમ સમાધિ પ્રાપ્ત થતી નથી.

## સમાધિનું ફળ.

**આનંદ !** સમ્યક્ જ્ઞાન દર્શન ચારિત્ર રૂપ મોક્ષના માર્ગમાં પ્રયત્ન કરતાં રાગદ્વેષાદિવાળા બધા વિકલ્પો નાશ થાય છે. વિકલ્પો નાશ થતાં જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય, અને અંતરાય રૂપ ચાર ઘાતિ કર્મો આત્માથી દૂર થઇ જાય છે. એ ચાર ઘાતિ કર્મો દૂર થતાં આત્મા અરિહંતપણાને પામે છે. આ સ્થિતિમાં કેવલ જ્ઞાનની પ્રાપ્તિ થાય છે. તે કેવળજ્ઞાનવડે લોકાલોક વિશ્વ

હસ્તામલકવત્ જણાય છે. વીતરાગ પરમ સમરસીભાવની આનંદમય સ્થિતિમાં આત્મા તે પરમાત્મા અર્હન્ થાય છે. કર્મશત્રુઓનો જય કરે તેને સામાન્ય રીતે જીન કહે છે. અને તીર્થને સ્થાપન કરીને સંઘની વ્યવસ્થા કરે તેને અરિહંત કહે છે. આ જીન અને અર્હતો કેવલજ્ઞાનાદિ અનંત ગુણમય હોય છે. પરમાનંદ સ્વભાવ પ્રગટેલા હોય છે. જ્ઞાનાદિ અનંત ગુણ રૂપ લક્ષ્મી તેમની પાસે હોવાથી પરમાત્મા કહેવાય છે. સર્વથીપર-યા–ઉત્કૃષ્ટ હોવાથી તે પરમ કહેવાય છે. આ વીતરાગ સર્વજ્ઞતા પ્રગટ કરવી તે આત્માનો સ્વસ્વભાવ છે.

સંસાર અવસ્થામાં, વ્યવહારિક જીવનમાં જેઓની અંદર શક્તિરૂપે જીનપણું રહેલું હતું, પરમાત્મદશા શક્તિરૂપે હતી તે હવે આસ્થળે કેવળ જ્ઞાનવાળી અવસ્થામાં વ્યકતરૂપે પ્રગટ થાય છે. પરબ્રહ્મ પણ તેજ કહેવાય છે.

આનંદ ! જીવ એજ જીનેશ્વર છે અને જીનેશ્વર જીવ છે. જીવમાં જે સત્તારૂપે જીનેશ્વરપણું હતું તેજ જીનેશ્વર થતાં વ્યક્તરૂપે પ્રગટ થયું છે. જે મૂળમાં હતું તેજ છેવટે ફળમાં આવીને પ્રગટ થયું છે. આ પ્રમાણે અપેક્ષાએ મૂળ-ને અને ફળને એક માનનાર આત્મા ઘણી સ્હેલાઇથી પોતાનું સ્વરૂપ પ્રગટ કરી શકે છે.

આ અનંત જ્ઞાનાદિ ગુણ રૂપે પ્રગટ થયેલ આત્માને

કોઈ પરમાત્મા કહે, કોઇ પરમપદપામ્યો એમ કહે, કોઈ પરમ પ્રકાશ કહે, તેને માટે કોઇ હરિ શબ્દ વાપરે, કોઇ તેને મહાદેવ કહે, કોઇ તેને બ્રહ્મ કહે, કોઈ તેને બુધ્ધ કહે, કોઈ તેને વિશુદ્ધ કહે અને કોઇ તેને જીનદેવ કહે, કોઈ વીતરાગ દેવ કહે, કોઇ અર્હન્ કહે એમ એક હજાર અને આઠ નામથી તેનેજ બોલાવવામાં આવે છે.

નાના પ્રકારની રૂચિવાળા જીવો કોઈ આ નામથી તો કોઈ પેલા નામથી પણ તેનેજ યાદ કરે છે. ઇચ્છાનુસાર ગમે તે નામ વડે પણ તે આ પ્રભુનીજ આરાધના કરવાની છે અને તેની આરાધના કરીને તેના જેવા થવું છે આ વાત ભૂલવી ન જોઇએ.

આનંદ! આ જીવનમુક્તપ્રભુ–દેહમાં રહેલ પરમાત્મા જ્યારે બાકીનાં ચાર કર્મ દૂર કરીને, આ દેહથી સદાને માટે દૂર થઈ આત્મ સ્વરૂપમાં સ્થિર થઈ રહે છે ત્યારે તેને પૂર્ણસ્વરૂપ, સિધ્ધપરમાત્મા, નિર્વાણ પહોંચ્યા, સ્વસ્વરૂપે થઈ રહયા, મુકત થયા, મોક્ષ પામ્યા, અનંત થયા વિગેરે શબ્દોથી સંબોધવામાં–કહેવામાં આવે છે. પૂર્ણ સ્વરૂપ પ્રગટયું માટે પૂર્ણ સ્વરૂપ, આત્માના તમામ કાર્ય પૂર્ણ થયાં માટે સિદ્ધ સ્વરૂપ, શાંતિ પામ્યા માટે નિર્વાણ, બ્રહ્મ સ્વરૂપ થયા માટે બ્રહ્મ, કર્મોથી મુકાયા માટે મુકત, યા મોક્ષ, અનંત ગુણો પ્રગટાવ્યા માટે અનંત, કોઇ કાળે

તેમનો નાશ થતો ન હોવાથી તે અનંત છે. તે વિશ્વના બંધુ છે. કેમકે તે કોઇને દુઃખના કારણ રૂપ કે દુઃખદાઈ થતા નથી. શુદ્ધ આદર્શ રૂપ તેમનું જીવન હોવાથી તેવા થવા માટે તેવી પ્રવૃત્તિ કરાવવામાં નિમિત્ત રૂપ છે. આત્માના શાશ્વત આનંદમાં કે અવ્યાબાધ સુખમાં અનંત કાળ પર્યન્ત મોક્ષની સ્થિતિમાં રહે છે, જન્મ મરણ દેહ આશ્રયિ છે તે ત્યાં ન હોવાથી જન્મ મરણ રહિત તે પરમાત્મા છે. ચાર ગતિમાં પરિભ્રમણ કરવું તે કર્મ આશ્રયિ થાય છે તે કર્મો ત્યાં ન હોવાથી ચાર ગતિના દુઃખથી રહિત છે. અનંતજ્ઞાન, અનંતદર્શન, અનંતઆનંદ અને અનંતશકિત તે સિદ્ધ પરમાત્માનું જીવન છે.

## આનંદને થયેલો અનુભવ.

પરમાત્મદેવ તરફથી આત્માનો પ્રકાશ કરનાર આ બોધ સાંભળી આનંદના આનંદનો પાર ન રહ્યો. આનંદની અજ્ઞાનતા દૂર થઈ. હૃદયમાં સત્યનો પ્રકાશ પડયો. આંતરૂ નેત્રો ખુલ્યાં, હવે વિશ્વ તેને જુદા રૂપમાં દેખાવા લાગ્યું. જડ ચૈતન્ય જુદાં અનુભવવા લાગ્યો. વિષયો વિષ સરખા જણાયા. રાગ દ્વેષની લાગણીઓ શાંત થઇ. મિથ્યાત્વ ગયું. સત્ય સમજાયું, આત્મા ઉપર પ્રેમ પ્રગટયો, વિષયોથી વિરામ પામેલું મન તથા ઇંદ્રિયો આત્માને અનુસરવા લાગી, વૃત્તિઓ શાંત થઇ, મન એકાગ્ર થયું, છેવટે મનમાં વૃત્તિઓનો નિરોધ થયો, તેનો

શાંત પ્રવાહ પ્રશાંતવાહિતના રૂપમાં આગળ વધ્યો; શાંત મને આત્મામાં ડુબકી મારી. ડુબ્યું તે ડુબ્યુંજ. આત્મામાં એક રસ થયું. હવે આત્માનો પ્રકાશ સ્ફુરવા લાગ્યો. વિશ્વવ્યાપિ પ્રકાશ પ્રગટયો. આત્માનો અનુભવ થયો. આત્માનું દર્શન થયું. આનંદના ફુવારાઓ છુટવા લાગ્યા. છેવટે આનંદની ઝડી વરસવા લાગી. હું તું નું ભાન ખોવાયું. હું તું નો ભેદ ન રહ્યો. આવી સ્થિતિનો અનુભવ કેટલોક વખત કરી પાછું વૃત્તિઓનું વ્યુથ્થાન–જાગૃત્તિ–ઉઠવાપણું થયું. ઘણી વખતે વ્યવહારની જાગૃતિમાં આવ્યો. તરતજ તે મહાન્ પ્રભુના ચરણમાં પડયો. પ્રભુ ! પ્રભુ ! આ શું? મેં શું જોયું ? શું અનુભવ્યું ? તે બધું કયાં ગયું ?

પ્રભુ કહે છે. આનંદ ! તેં તારૂં ઘર જોયું. તું તારામાં સમાયો. એજ તારે અભ્યાસ કરવા યોગ્ય છે. એ સ્થિતિ હવે તું વધારતો જા. આ વ્યુથ્થાન પામનારી આત્માની ઉપશમ ભાવની દશા હતી. નિર્મળતા વધતાં, કર્મોનો ક્ષય થતાં, નિર્વિકલ્પ સમાધિને વધારતાં છેવટે તું તારા સ્વરૂપે થઈ રહીશ.

આ શબ્દો સાંભળી પૂર્વનો આનંદ યાદ કરી આનંદ ના નેત્રોમાંથી હર્ષનાં આંશુ પડવા લાગ્યાં. અહો પ્રભુ ! મારા પરમ ઉપકારી દેવ ! આ પામર જીવ ઉપર આપની અપાર કૃપાની વૃષ્ટિ થઈ. આપના ઉપકારનું હું શું વર્ણન કરૂં ? આજે મને આંધળાને નેત્રો આપ્યાં, ભાન ભૂલેલાને

માર્ગે ચડાવ્યો. દીવાથીજ દીવો પ્રગટે. જાગેલોજ જગાડે. અહા પ્રભુ ! ગુરૂ સમાન દુનિયામાં બીજો કોઈ ખરો ઉપગાર કરનાર નથી. અહો દયાળુ ગુરૂદેવ ! ગુરૂવિના ભાન ભૂલી આ દુનિયામાં હું રખડતો હતો, આજે માહારો જન્મ સાર્થક થયો, મારૂં જીવન સફળ થયું. આપનો સમાગમ મને ફળી ભૂત થયો. મને આંધળાને આંખો મળી, પાંગળાને પગ મળ્યા, ભુખ્યાને ભોજન મળ્યાં, તરસ્યાને પાણી મળ્યું, મને સર્વસ્વ મળ્યું. આપે મારો ઉધ્ધાર કર્યો. પ્રભુ ! હવે શું કરૂં ? આપ આજ્ઞા આપો તેમ વર્તન કરૂં. આજથી આ મારૂં જીવન આપને શરણે છે.

આનંદ ! મેં તને સત્ય માર્ગ બતાવ્યો છે. તેનો થોડો અનુભવ પણ તને હમણાં થયો છે. હવે તું મારા બતાવેલા માર્ગ તરફ અખંડ પ્રયાણે આગળ વધ. આ તને કહેલો આત્માનો બોધ થોડા પુન્યવાળાને પ્રાપ્ત થતો નથી. મહાન્ પુન્યના ઉદયે આત્મબોધ લેવાની ઈચ્છા થાય છે. બોધ મળ્યા પછી પણ તે પ્રમાણે વર્ત્તન કરનારા થોડાજ હોય છે. જેનું સંસાર પરિભ્રમણ ઘણુંજ ઓછું હોય તેવા આત્માઓનેજ આ બોધ રૂચે છે, અને તે પ્રમાણે વર્ત્તન કરવાનું મન થાય છે, તું ભવ્ય આત્મા છે, હલવા કર્મિ છે, જાગૃત થયેલો છે, તને હવે વધારે ભલામણ કરવાની જરૂર નથી, પણ તારા જેવા ઘણા જીવો આ દુનિયામાં છે, તેમને જગાડવાની જરૂર છે. તું પોતે

જાગૃત થજે અને બીજાને જગાડજે. આપવાથી આ જ્ઞાન ખુટતું નથી પણ વૃદ્ધિ પામે છે. જે જીવો પોતાની શકિત પ્રમાણે આત્મ માર્ગમાં બીજા જીવોને જગાડે છે તેને તેનાથી ઉંચી કોટિના મહાત્માઓ જગાડે છે. જેઓ પ્રભુના માર્ગમાં બીજાને મદદગાર થાય છે તેને તેનાથી આગળ વધેલા આત્માઓ મદદ આપે છે. માટે તારા બનતા પ્રયત્ને તું બીજાને જાગૃત કરજે. આ વિશ્વ આખું મોહ નિદ્રામાં સુતું છે, ઘોરાય છે,તેઓમાં જાગૃત થવાની શક્તિ છે પણ જગાડનાર નિમિત્ત કારણની જરૂર છે. તું જાગૃત રહી બીજાને જગાડજે. આ આત્મબોધ–આ પરમાત્માનો પ્રકાશ વિશ્વમાં ફેલાવજે. ઉત્તરોત્તર તારા જ્ઞાન અને જાગૃતિમાં વધારો થતો રહેશે.

આનંદ ! જ્ઞાન અને ક્રિયા બન્નેથી કર્મોનો ક્ષય થાય છે. આ આત્મજ્ઞાન સાથે શ્રાવકની અગીયાર પ્રતિમા જે અભિગ્રહ રૂપ છે તેનું તું પાલન કરજે. મનને નિર્મળ કરવા ક્રિયાની જરૂર છે. નિર્મળ થયેલું મન જ્ઞાનથી સ્થિર થાય છે, તે વખતે સ્વરૂપમાં સ્થિર રહેવાથી કર્મોનો ક્ષય થાય છે. કિલષ્ટ કર્મોખપાવવામાં તપની પણ જરૂર છે, તે સાથે ધ્યાનની વિશેષ જરૂર છે. આ અગીયાર 'પ્રતિમા પાલન કરવાના વખતમાં તપ, ક્રિયા, જ્ઞાન અને ધ્યાન એ સર્વ એકી સાથે તમારાથી બની શકશે, તેથી ઘણાં કર્મો નિર્જરી જશે અને આ ભવમાંજ તમને સારો લાભ થશે.

• આનંદે નમ્રતાંથી મસ્તક નમાવી હાથ જોડી પ્રભુની કૃપાની યાચના કરી. પ્રભુ ! આપની મારા પર અપાર કૃપા છે, તે કૃપાથી આપના કહેવા પ્રમાણે વર્તન કરવાને હું સમર્થ થઇશ. આપના આ ચતુર્માસમાં મને ઘણો લાભ થયો છે, જેનું વર્ણન કરવાને આ જીંહ્વા અસમર્થ છે. આપ હવે આંહીથી પધારવાને તૈયાર થયા છો, ફરી પાછા આ ક્ષેત્ર તરફ પધારશો, આપના આગમનથી ઘણા જીવો પ્રતિબોધ પામ્યા છે અને પામશે, આપની કૃપા અને અમી-ભરી દ્રષ્ટિ સદા કાળ અમારા ઉપર વરસતી રહો, એજ મારી નમ્રપ્રાર્થના છે. આમ બોલતાં બોલતાં આનંદના નેત્રોમાંથી પ્રેમના અશ્રુ વહેવા લાગ્યાં, પોતાના ધર્મ ગુરૂનો હવે વિયોગ થશે એમજાણી તેનું આંતર હૃદય રડવા લાગ્યું.

પ્રભુએ તેના મસ્તક ઉપર હાથ મૂકી આશીર્વાદ આપ્યો, તમારૂં કલ્યાણ થાઓ, તમને આ ધર્મના પ્રતાપથી શાંન્તિ પ્રાપ્ત થાઓ,પરમ પુરૂષાર્થ કરી તમારૂં સાધ્યસિધ્ધ કરો. ચતુર્માસ પૂર્ણ થવાથી પોતાના શિષ્યોને સાથે લઇને ભગવાન મહાવીરદેવ બીજા સ્થળો તરફ જીવોને જાગૃત કરવા માટે વિહાર કરી ગયા, આનંદાદિ ભાવિક ભકત મંડળ તેમની પાછળ દૂર સુધી જઈને છેવટે તે પ્રભુના ગુણગાન કરતું અને તેમના બોધને યાદ કરતું પાછું ફર્યું. પોત પોતાને ઘેર આવીને પોતાના વ્યવહારમાં અને ધર્મ ધ્યાન કરવામાં સર્વે પ્રવૃત્ત થયા.

આનંદના આખા કુટુંબમાં પ્રભુ મહાવીર તરફ અપાર પ્રેમ અને ધર્મની દ્દઢ લાગણી હતી, તેથી આનંદને ધર્મ સાધન કરવામાં વિશેષ અનુકુળતા થઈ હતી.



## પ્રકરણ ૯ મું.

## પ્રવૃત્તિમાંથી નિવૃત્તિમાં.

જે દિવસે પ્રથમ મહાવીર પ્રભુનાં આનંદને દર્શન થયાં અને બાર વ્રત ધારણ કરીને શ્રાવક થયો તેને આજે ચૌદ વર્ષ થઈ ગયાં હતાં અને પનરમા વર્ષની શરૂયાત થઈ ગઇ હતી. મધ્ય રાત્રિનો વખત થયો હશે ત્યાં સુધી ધર્મ ધ્યાનમાંજ વખત પસાર કર્યો હતો અને આખી રાત્રિ ધર્મ જાગરણમાંજ પસાર કરવા તેણે નિશ્ચય કર્યો હતો, તેટલામાં તેના મનમાં એક સંકલ્પ ઉત્પન્ન થયો કે અહો ! મહાવીર પ્રભુનો ધર્મ ગ્રહણ કર્યાને મને પનરમું વર્ષ શરૂ થયેલું છે, મને જે ધર્મ બોધ મળ્યો છે તે અપૂર્વ છે, તે પ્રમાણે જો હું વર્ત્તન કરૂં તો જરૂર નવીન જ્ઞાન મને પ્રગટ થયા વિના નજ રહે, છતાં હજી જોઈએ તેટલા પ્રમાણમાં હું તે પ્રમાણે આદર કેમ કરી શકતો નથી ? વિચારને છેડે તેને તેનું ખરૂં કારણ હાથ લાગ્યું કે હું આ વાણિજયગ્રામનગરમાં ઘણા લોકોનો આગેવાન છું, લોકોને તેમજ રાજાને જરૂરીયાતના પ્રસંગે પૂછવાના

સ્થાન તુલ્ય છું, વળી મારા કુટુંબનો આધાર ભૂત ગણાઉં છું, સારા ખોટા દરેક કામમાં મારે ભાગ લેવો પડે છે, લોકો પણ મારી સલાહ લેવા આવે છે તેને લઈને મારે બહુ પ્રવૃત્તિ કરવી પડે છે, આ પ્રવૃત્તિને લઈને જોઇએ તેવો ધર્મ ધ્યાનમાં હું વખત કાઢી શકતો નથી. જો હું આમને આમ પ્રવૃત્તિ કર્યા કરીશ તો પછી મારૂં કાર્ય અધુરૂં રહી જશે અને ઝપાટા દેતું મરણ આવી પહોચશે, આ શરીરની વૃદ્ધાવસ્થા તો ક્યારની શરૂ થઈ ગઈ છે, એટલે હવે હું જો તરતમાં નહિં ચેતું તો પછી મારાથી અગીયાર પ્રતિમા વહન કરવાનું શરીરની અશક્તિના લીધે નહિં બને. હજી મારા શરીરમાં બળ છે, મારામાં હિંમત છે, મનોબળ પણ મજબુત છે ત્યાં સુધીમાં મારૂં ધાર્યું કાર્ય કરી લઉં તો ઠીક, નહિંતર મને પશ્ચાત્તાપ કરવો પડશે, આ કુટુંબનો ભાર મારા મોટા પુત્રને સોંપી દઇ હવે હું નિશ્ચિંત થાઉં, આ નજીકના કોલ્લાક નામના સન્નિવેશમાં –ગામડામાં મારી પૌષધશાળા છે, ત્યાં નજીકમાં મારાં કુટુંબીઓ પણ વસે છે તો તે પૌષધશાળામાં રહીને મહાવીરદેવ પાસે મેં જે ધર્મ સાંભળ્યો છે તે પ્રમાણે વર્તનમાં મૂકવા પુરૂષાર્થ કરૂં. આવા વિચારમાં રાત્રી પૂર્ણ કરી, પ્રાતઃકાળ થતાંજ તેણે પોતાના કુટુંબને પોતાને ઘેર જમવા માટે આમંત્રણ આપ્યું. આનંદના આમંત્રણને માન આપીને બધા કુટુંબીઓ હાજર થયા. જમી રહ્યા

પછી બધા કુટુંબ સમક્ષ પોતાના મોટા પુત્રને ઉદ્દેશીને આનંદે કહ્યું. પુત્ર! હવે આ શરીરે વૃદ્ધાવસ્થામાં પ્રવેશ કર્યો છે, આ દુનિયાના વ્યવહારમાં પ્રવૃત્તિ કરતાં મારાથી જોઇએ તેવું ધર્મ ધ્યાન બની શકતું નથી માટે તું કુટુંબનો ભાર ઉપાડવા અને નિર્વાહ કરવાને લાયક છું તેથી તારા ઉપર કુટુંબનો તથા ઘરનો ભાર નાખી હું આત્મ પરાયણ થવા ઇચ્છું છું, આ અવસ્થાએ હવે મારે ધર્મધ્યાન સિવાય બીજુ કાંઇ પણ વ્યવહારિક કાર્ય કરવું યોગ્ય નથી, જીંદગીનો મોટો ભાગ મેં વ્યવહારમાં કાઢયો છે માટે હવે આ વ્યવહારીક ધન, જમીન આદિ સંભાળી લ્યો જેથી હું નિશ્ચિંત થઇ મારા કલ્યાણનો માર્ગ સાધું.

આનંદના મુખથી આ હકીકત સાંભળી કેટલા એક મનુષ્યોએ તે વાતને અનુમોદન આપ્યું, કોઇ સ્વાર્થ પરાયણ મનુષ્યોએ તેમ કરવા ના કહી પણ છેવટે મોટા પુત્રને બધું સોંપી દઇ આનંદ નિવૃત થયો. આનંદે પુત્રને છેવટની વાત કહી દીધી કે હવે તમે મને વ્યવહારના કોઇ પણ પ્રસંગમાં પૂછશો નહિં, તેમજ મારા માટે કોઇ પણ પ્રકારનો જુદો આરંભ ન કરશો. તમારા કુટુંબને માટે થતી રસોઇમાંથી મારા માટે પૌષધશાળામાં એક વખત ભોજન મોકલાવી દેશો. આ પ્રમાણે કહી શ્રમણ નહિં પણ શ્રમણના જેવી સ્થિતિમાં આનંદ કોલ્લાક સંનિવેશમાં જ્યાં પોતાની પૌષધ

શાળા હતી ત્યાં આવ્યો. ત્યાં આવી પૌષધશાળાની અંદરની જગ્યા સાફ કરી ઝાડે જવાની તેમજ પેસાબ કરાવાની નિર્દોષ જગ્યાની ગોઠવણુ કરી, ઘાસનો સુવા બેસવા માટે સંથારો-પથારી પાથરીને ધર્મધ્યાનમાં તત્પર થયો.

મહાવીરદેવે તેને અગીયાર પ્રતિમા વહન કરવાનું છેવટમાં ફરમાન કર્યું હતું તેની તેણે આંહી શરૂઆત કરી.

## શ્રાવકની અગીયાર પ્રતિમા.

પહેલી સમ્યક્ત્વ પ્રતિમા. આંહીપ્રતિમાનો અર્થ અભિગ્રહ વિશેષ સમજવો. પોતાના મનથી તેણે એવો દૃઢ નિશ્ચય કર્યો કે એકમહીના સુધી જેમ બનશે તેમ નિર્મળ સમ્યક્ત્વ પાળીશ, તેમાં અતિચારના દોષો કોઈ લાગવા દઇશ નહિં, તેમજ પ્રથમના છ આગારો-અપવાદો મેં મોકળા રાખ્યા છે તે પણુ બંધ કરી દઇશ.

રાજાના આગ્રહથી લીધેલ નિયમ કદાચ મૂકવો પડે તો તે મૂકી દેવો. એ પ્રથમ આગાર. ૧ બીજો આગર પોતાના સમુદાયને અર્થે તેના આગ્રહથી કોઇ મહત્વના કાર્ય અર્થે લીધેલ નિયમ મૂકવો પડે તે. ૨. ત્રીજો આગાર કોઇ બળવાન મનુષ્ય જોર જુલમવાપરીને પોતાના લીધેલા વ્રત નિયમો પડતાં મૂકાવે તો મૂકી દેવા તે. ૩. કોઇ બળવાન દેવ બળાત્કારે લીધેલ નિયમો મૂકાવે અને તેના સામા ટકી શકવાનું પોતાનું બળ ન હોય તો તે કારણે તે લીધેલ નિયમો-વ્રતો મૂકી દે તો પણુપોતાનું વ્રત નિયમ ખંડિત ન થાય

તે ચોથો આગાર.૪. પાંચમો પોતાના ગુરૂવર્ગનો કોઇ નિ-ગ્રહ–નાશ કરતો હોય અને આ પોતાના લીધેલ નિયમો–વ્રતો મૂકી દેવાથી તેનો બચાવ થતો હોય,અથવા ગુર્વાદિના બચા-વ ખાતર પોતાના લીધેલ વ્રતો–નિયમો મૂકવા પડેતો મૂકી ને પણ બચાવ કરે તે. ૫. આજીવિકા ન ચાલતી હોયઅને આર્ત્તધ્યાને મરણથતું હોય તો તેટલા વખત માટે તે વ્રત–નિયમો મૂકી દઇને બીજા પ્રસંગે પાછું પોતાનું તેવું વર્ત્તન શરૂ કરે. અથવા કોઇ અટવી પ્રમુખમાં જઇચડયો હોય અને ત્યાં આજીવિકાનું સાધન પોતે જે વસ્તુનો ત્યાગ કર્યો છે તેજ મળે છે, તે સિવાય નિર્વાહ થઇ શકે તેમ ન હોય અને મરણ થતું હોયતો ભવિષ્યમાં લાંબો વખત વ્રત પાળવાની ઇચ્છાએ જીવવા ખાતર તે નિષેધ કાર્યમાં પ્રવૃત્તિ કરવી પડે તો કરવી એ છઠો આગાર છે.

આ છ આગારો આનંદે વ્રતો ગ્રહણ કરતી વખતે ખુ-લ્લા રાખ્યા હતા તે આ પ્રતિમાવહનની શરૂયાતમાંજ બંધ કર્યા. ગમે તેવી મુશ્કેલી આવે તો પણ તેમાં ભંગ પડવા ન દેતાં તેનો પાર પામવો એવો દૃઢ નિશ્ચય તેણે કર્યો. વ્ય વહારથી ધર્મના સંબંધમાં શંકા, કાંક્ષાદિદોષોનો તેણેત્યાગ કર્યો,નિશ્ચયથી આત્મઉપયોગની જાગૃતિ વધારવા સાથે દર્શન મોહનીય કર્મનો ક્ષય, અથવા ઉપશમ વધે અને પ્રસંગે ક્ષયોપશમમાં પણ નિર્મળતા થાય તેવી આત્મ વિશુદ્ધિમાં વધારો કર્યો. તપશ્ચર્યા પણ અનુક્રમે એકાસણાથીચડતી

શરૂ કરી. મહાવીર પ્રભુનું બતાવેલ ધ્યાન અને પરમાત્માના નામનું સ્મરણ બહુજ જાગૃતિ પૂર્વક એક મહિના સુધી ચાલુ રાખ્યું. પોતાના નિશ્ચય પ્રમાણે તેમાં કોઇ પણ જાતનો દોષ ન લાગે તેવી રીતે પહેલી એક મહીનાની દર્શન પ્રતિમાનું આરાધન કર્યું.

## બીજી વ્રત પ્રતિમા.

ત્યારપછી બીજી બાર વ્રતવાળી બે મહીનાની પ્રતિમા શરૂ કરી. આ બે મહિનાના ટાઇમમાં પ્રથમનાં જે બારવ્રતો લીધેલાં હતાં તેમાંથી પણ ઘણો સંક્ષેપ કર્યો. વળી તેમાં કોઈ પણ અતિચાર ન લાગે તે માટે બહુજ સાવચેતી રાખવા માંડી, છ આગારો પણ બંધ કર્યા, તપશ્ચર્યામાં વધારો કર્યો, પહેલી પ્રતિમાના નિયમો પણ સંપૂર્ણ રીતે આમાં પાલન કરવા માંડયા, અને તે સાથે પોતાનો મોટા ભાગનો વખત આત્મધ્યાન અને જપમાં પસાર કરવા માંડયો. આ પ્રમાણે બે મહીના સુધીનો અભિગ્રહ પ્રબળ ઉત્સાહ સાથે પૂર્ણ કર્યો.

## ત્રીજી સામાયિક પ્રતિમા.

ત્રણ મહીના માટેની ત્રીજી પ્રતિમા હવે આનંદ શ્રાવકે શરૂ કરી. આ ત્રણ મહીના સુધી સવાર સાંજ બે વખત કોઈ પણ પ્રકારનો દોષ ન લાગે તેવી મન વચન કાયાના સાવદ્ય વ્યાપારનો ત્યાગ કરવા રૂપ સામાયિક શરૂ કરી.

સામાયિક તો આગળ પણ કરતા હતા પણ આ સામા-યિકમાં કોઈપણ અતિચાર ન લાગે તેવી સમભાવની વૃદ્ધિ સાથે પ્રશાંતવાહિતાનો પ્રવાહ ચલાવતા હતા, તેમજ પૂર્વની બે પ્રતિમાઓમાં જે જે અનુષ્ટાન કરવા યોગ્ય હતું તે પણ વ્રતાદિ ચાલુજ રાખવામાં આવ્યાં. એ પ્રમાણે શાંતિમાં ત્રણ માસ પસાર થયા.

## ચોથી પૌષધ પ્રતિમા.

હવે ચોથી પ્રતિમા તરિકે મહીનામાં પાંચ દિવસ પૌષધ કરવાની શરૂઆત કરી. ચારે પ્રકારનો આહાર ત્યાગ, બ્રહ્મચર્યનું પાલન, વ્યવહારિક વ્યાપારનો ત્યાગ અને શ-રીરની શુશ્રુષાનો ત્યાગ. એમ ચાર પ્રકારનો પૌષધ શરૂ કર્યો, દરેક આગારો બંધ કર્યા. કોઈ અતિચાર ન લાગે તેની સાવચેતી રાખી, પૂર્વની ત્રણ પ્રતિમાઓના વ્રત નિયમો સાથે ચાલુજ રાખ્યા, ધ્યાન અને જપ સાથે ચાર મહીને આ પ્રતિમા આનંદ પૂર્વક પૂર્ણ કરી.

## પાંચમી કાયોત્સર્ગ પ્રતિમા.

પૂર્વની ચાર પ્રતિમાઓના નિયમો સાથે પાંચમી પાંચમાસની પ્રતિમા આનંદે શરૂ કરી. જે પાંચ તીથીએ પૌષધ કરતા હતા, તે પૌષધના દિવસની આખી રાત્રી ઉભાં ઉભાં કાયોત્સર્ગ ધ્યાનમાં પસાર કરવાનો અભિગ્રહ લીધો. આવી પાકી અવસ્થાએ આખી રાત્રી ઉભાં ઉભાં

પરમાત્માના ધ્યાનમાં પસાર કરવાનું કામ જેવું તેવું કઠીણુ ન હતું. તે દિવસોમાં સ્નાન અને રાત્રિ ભોજનનો ત્યાગ કર્યો. કાછડી ન વાળતાં સાધુઓની માફક પહેરવાનું વસ્ત્ર છુટા છેડા વાળું રાખતા હતા. પ્રતિમા સિવાયના દિવસોમાં દિવસે બ્રહ્મશ્ચર્ય રાખે, રાત્રીએ બ્રહ્મશ્ચર્યનું પરિમાણ રાખે. વળી આત્માને આવરણુ કરનારા ક્રોધમાન આદિ કષાયો ઉપર પણુ જીત મેળવે.

આ પ્રતિમાઓ સામાન્ય રીતે યુવા અવસ્થામાં પણુ કોઇ કરી શકે છે અને કોઇ ગૃહસ્થાશ્રમના વ્યવહારને કાયમ માટે બંધ કરીને પણુ કરી શકે છે, તેટલા માટે સામાન્ય નિયમો પ્રતિમા પાલનમાં જે છે તે આંહી બતાવ્યા છે અને તેને લઇને આનંદના સંબંધમાં એમ લખવામાં આવેલ છે કે પાંચમી પ્રતિમામાં પ્રતિમા સિવાયના દિવસે બ્રહ્મશ્ચર્ય પાળે અને રાત્રિભોજનનો ત્યાગ કરે. બાકી તો આનંદે પહેલાંજ બાર વ્રતો લીધેલાં હતાં અને આ વખતે તો ઘર ઉપરનો મોહ મમત્વ મૂકી પોતાને માટે ખાવાનું પણુ નહિં બનાવવા સુધીની ભલામણુ કરીને એકાંત વાસમાં ધર્મધ્યાન કરવા માટેજ આવેલ છે એટલે તે વાત આનંદને લાગુ પડતી નથી. આ સિવાય બીજી પ્રતિમાઓમાં પણુ જે વાત આનંદે પ્રથમથીજ ગ્રહણુ કરેલા જેવી છે તે વાત અહીં બીજી રીતે લખવામાં આવી છે તે

સામાન્ય રીતે કોઇપણ પ્રકારના અધિકારી જીવને આ પ્રતિમાઓવહન કરવી હોય તે માટે વિધિરૂપ સમજવાની છે.

આ પ્રમાણે પાંચમી પ્રતિમા પાંચ મહીના સુધી પાળી પોતાનો અભિગ્રહ પુરો કર્યો.

## છઠી બ્રહ્મશ્ચર્ય પ્રતિમા.

હવે આનંદે છ મહિનાની છઠી પ્રતિમા શરૂ કરી.પાંચમી પ્રતિમામાં જે જે ગુણો અને કર્ત્તવ્યો કરવાનાં હતાં તે સર્વ કરવા સાથે વિશેષ પ્રકારે મોહનો જય કરતાં મન વચન કાયાથી સર્વથા બ્રહ્મશ્ચર્ય પાળવાનો અભિગ્રહ લીધો. કોઈ અતિચાર પણ લાગવા ન દેતાં મનને સ્થિર કરવા માંડયું. શ્રૃંગારની કથાનો ત્યાગ કર્યો. પોતાની સ્ત્રીની સાથે એકાંતે બેસવાનું અને અતિપ્રસંગ પણ રાખવાનું બંધ કર્યું. શરીર કે વસ્ત્રાદિની વિભૂષાનો પણ ત્યાગ કર્યો. આ પ્રમાણે છ મહીના સુધીનો અભિગ્રહ પૂર્ણ કર્યો.

## સાતમી સચિત્ત ત્યાગ પ્રતિમા.

હવે આનંદે સાતમી પ્રતિમા શરૂ કરી. દીન પરદીન તેનો મોહ ઓછો થવા લાગ્યો. ધ્યાનની ધારા વધવા લાગી, પૂર્વની છ પ્રતિમાના અભિગ્રહો સાથે સાત મહીના સુધી સચિત્ત આહારનો ત્યાગ કર્યો. અચિત્ત આહારાદિ તે પણ ખાસ જરૂર પ્રસંગેજ કરતા હતા,આ પ્રમાણે સાત મહીનાનો અભિગ્રહ કરીને ધ્યાનની ધારાનો પ્રવાહ ખુબ દ્દઢ કર્યો.

## આઠમી આરંભત્યાગ પ્રતિમા.

પુર્વની સાત પ્રતિમાના નિયમો પાળવા સાથે આઠમી પ્રતિમામાં આનંદે આઠ મહીના સુધી પોતાના દેહાનર્વાહ અર્થે સાવદ્ય વ્યાપાર વાળી ક્રિયાનો પોતે ત્યાગ કર્યો. પોતાના નોકરાદિ પાસે શરીરના પોષણ માટે જરૂરીઆત પ્રમાણે આરંભ કરાવવાની છુટ રાખી, બાકી તપ, જપ, ધ્યાનાદિમાં વધારો કરતાજ રહ્યા. આ પ્રમાણે આઠ મહીનાનો અભિગ્રહ પૂર્ણ કર્યો.

## નવમી પ્રેષ્ય આરંભવર્જન પ્રતિમા.

પ્રથમની આઠ પ્રતિમામાં કરાતી ક્રિયા કરવા સાથે નવ મહીના સુધીની નવમી પ્રતિમા શરૂ કરી. આ પ્રતિમામાં પોતાના નોકરો પાસે પણ કોઇ જાતનો પોતાને માટે આરંભ કરાવવાનો ત્યાગ કર્યો,છતાં સ્વભાવિક બીજાએ તેને માટે વગર પૂછયે કરેલો આહાર જે લાવી આપતા તેમાંજ સંતોષ રાખી દેહ નિર્વાહ શરૂ રાખ્યો. આ સાથે જ્ઞાન, ધ્યાન, તપ, જપાદિમાં પોતાનો આત્મિક પ્રયત્ન કાયમ ચાલુજ રાખ્યો હતો.

## દશમી ઉદ્દેશિક આહાર ત્યાગ પ્રતિમા.

આનંદના માટે જે તેના સંબંધીઓ આહારાદિ કરી લાવતા હતા તેનો પણ તેણે આ દશમી પ્રતિમામાં દશ મહિના સુધી ત્યાગ કર્યો. તે સાથે પૂર્વની પ્રતિમાના ઉપ-

યોગી વ્રતાદિ નિયમો બરોબર પાલન કરતા હતા. આ પ્રતિમામાં મહીને મહીને હજામત એક વાર કરાવે, અથવા શિખા ધારણ કરે. ભોજન અર્થે પોતાના જાણીતા સંબંધીઓને ઘેર તેમને ખબર ન પડે કે આનંદ શ્રાવક આંહી ભોજન લેવા આવશે તેવી રીતે જાય અને ભિક્ષા લઇને પૌષધશાળામાં આવી ભોજન કરે. હવે બીજા લાવી આપે તે પ્રતિબંધ અને મોહનો તેણે ત્યાગ કર્યો.

## અગીયારમી શ્રમણભૂત પ્રતિમા.

હવે અગીયારમી અગીયાર માસની પ્રતિમામાં આનંદે સાધુના જેવો વેશ ધારણ કર્યો, માથે લોચ કરે અથવા હજામત મહીને કરાવે. ઓઘો લીધો અને સાધુપણાના ધર્મની પ્રેકટીશ—ઉમેદવારી કરતો હોય તેમ સાધુપણાના ધર્મનું પાલન કરવા લાગ્યો. સાધુની માફક સઝાય, ધ્યાન, ભિક્ષાર્થે ગમન, અને બીજી પણ વિધિ તેજ પ્રમાણે અગીયાર મહીના સુધી કરી.

આ પ્રમાણે જ્ઞાન, ધ્યાન, વ્રત, તપ, જપ વિગેરે ક્રિયામાં આનંદ શ્રાવકે સાડા પાંચ વર્ષ પુરાં કર્યાં. સાડાપાંચ વર્ષના કાળમાં અગીયાર પ્રતિમાઓનું વહન થઇ રહ્યું. આવા ઉદાર અને મહાન્ તપ કરવાથી આનંદ શ્રાવકનું શરીર સુકાઇ ગયું; ઘણુંજ દુબળું પડયું, તેના શરીરની રૂધિર વાહિની—ધમણી નાડીઓ બાહાર દેખાવા લાગી, શરીરની પાંસળીઓ

ચાલતાં કડકડવા લાગી. તે સાથે ઘણાં કિલષ્ઠ કર્મ ખપાવ્યાં, કર્મોનો રસબંધ ઘણો નિરશ કરી નાખ્યો.

આનંદનો વૈરાગ્ય તિવ્ર હતો તેનું ધ્યાનઉત્તમ પ્રકારનું હતું, જાગૃતિ સારી હતી, મોહમમત્વભાવ ઘણો ઓછો થઈ ગયો હતો, પ્રતિમાપૂર્ણ થયા પછી પણ તેણે બાકીનું આયુષ્ય કેવળ આત્મ પરાયણ સ્થિતિમાંજ પૂર્ણ કર્યું હતું. અશક્ત શરીરના અંગે તેણે ચારિત્ર લીધું નહતું પણ તેનું જીવન એકખરા ચારિત્રવાન સાધુના જેવુંજ હતું. અશુભ વિચારોતો લગભગ તેમાંથી નાબુદથઇ ગયા હતા તે કોઈ વખતે જાપ કરતો હતો, કોઇ વખતે વિચાર કરતો હતો, કોઈ વખતે ધ્યાન કરતો હતો, તો કોઇ વખતે કેવળનિર્વિકલ્પ સમાધિમાં રહી સ્વસ્વરૂપનો અનુભવ કરતો હતો. જાપનો પ્રવાહ એક ધારાએ એટલો બધો પ્રવાહિત થતો હતો કે વચમાં શ્વોશોશ્વાશ બારિક લેવાતો છતાં તેનો જાપ જરા પણ વિશામો લેતો ન હતો. આ જાપના છેડે તેને નિર્વિકલ્પ દશા સ્વભાવિકજ થઈ આવતી હતી. કોઇ વખતે કાંઈ પણ ઇચ્છા મનમાં ઉઠતી તો તરતજ તેના વિરોધી ઉત્તમ વિચારને તે સ્થાને દાખલ કરી દેતો. તે સાથે તે ઇચ્છા શામાટે? કોના ઘરની? જડની કે ચેતનની? તેનું પરિણામ શું? વિગેરે પ્રશ્નો મનથી મનને પૂછતો અને છેવટે તે વિચારોને મૂળમાંથી ઉખેડી નાખતો કે

જેથી ફરીને તે ઉત્પન્ન ન થાય, આવા વિચારોને છેડે પણ નિર્વિકલ્પ દશા થોડી થોડી આવી જતી હતી. કોઇ વખતે વિચાર પ્રબળ હોય અને વિચારાંતરથી તુટી ન શકતો તો તરતજ વિચારોને બંધ કરી દેતો એટલે તે વિચારો ઉપશમી જતા હતા. કોઇ વખતે મન વિચારો ઉપર ચડી જતું તો તરતજ જાગૃત થઈ આત્માને પ્રશ્ન કરતો કે શું તારો આ સ્વભાવ છે? વિચારો કરવાથી કોઇ વખત કોઈને શાંતિ મળે છે? શાંતિનો અગાધ સમુદ્ર તો આત્માજ છે, આ વિચારો તેની આડે દિવાલો જેવા છે, એ વિચારોની દિવાલો તુટયા વિના આત્માની ખરી શાંતિનો અનુભવ તને નહિંજ થાય. વળી આત્મા વિચારોની પેલી તરફ છે એમ પ્રભુએ પણ તને કહેલું છે વિગેરે પ્રશ્નો અને વિચારો કરીને નિર્વિચાર આત્મામાં મગ્ન થતો હતો.

આનંદ એક વખત મધ્ય રાત્રિએ ધર્મ ધ્યાનમાંથી જાગૃત થયો, એ વખતે તેને વિચાર આવ્યો યા સ્મરણ થયું કે હવે આ શરીરનું આયુષ્ય ઘણું થોડું છે, તેમજ માહારા પરમ ઉપકારી ગુરૂદેવ હજી આટલામાં નજીકમાં સાવસ્તિ નગરી તરફ વિચરે છે, તેઓની દયાળુ દૃષ્ટિ મારા ઉપર દયા વરસાવી રહી છે ત્યાં સુધી હું મારા આયુષ્યની છેલ્લી મુસાફરી તેમની નિશ્રાએ પુરી કરૂં તો ઠીક, કેમકે હવે આ શરીર વધારે કામ કરી શકે તેવું રહ્યું નથી, આ શરીર પાસેથી વધારે ધર્મધ્યાનની આશા હવે હું રાખી

શકતો નથી તો મરણાંતિક સંલેખણા કરી અનશન લઈ ધર્મ ધ્યાનમાંજ જાગૃતિ પૂર્વક આ દેહનો ત્યાગ કરૂં. આ પ્રમાણે વિચાર કરી પ્રભાતે યાવત્ જીવ પર્યંતનું આનંદે અનશન વ્રત લીધું.

## છેવટનું અનશન.

પ્રથમ પરમ ઉપકારી મહાવીર પ્રભુને નમન કરી શક્રસ્તવાદિ વડે સ્તુતિ કરીને તેમની સાક્ષીએ બાર વ્રતમાં કાંઇપણ અતિચાર લાગ્યા હોય તે સર્વ આળોવ્યા, ચોરાશી લક્ષ જીવાયોનિના સર્વ જીવોને ખમાવ્યા, વિશ્વના તમામ જીવો તરફ નજર ફેરવી કોઈ સાથે જાણતાં કે અજાણતાં વૈર વિરોધ વિગેરે થયું હોય તે સર્વની માફી માંગી. સર્વ જીવોને માફી આપી, જીવનમાં અનેક આરંભો કર્યા હતા, અનેક વૃક્ષો કાપ્યાં હતાં, ઘણી જમીન ફોડી હતી, ખેડી હતી, અનેક ઇંટોના ચુનાના અને વાસણોના નિભાડા કર્યા હતા, કરાવ્યા હતા, પાપનાં અનેક ઉપકરણો કરાવ્યાં હતાં આ સર્વ વાત જ્યારે તેને યાદ આવવા લાગી ત્યારે તેનું જીવન કંપી ઉઠયું. કંપી ઉઠે તેમાં નવાઇ ન હતી. કેમકે અત્યારે તેનું જીવન સાધુ જીવનની ઉચ્ચકોટિ જેવી સ્થિતિએ પહોંચ્યુ હતું ત્યારે પાછલું જીવન ગૃહસ્થ ધર્મની મધ્યમ કોટિનું હતું. તે બન્નેનો મુકાબલો કરવામાં આવે તો પર્વત અને સરસવના દાણા જેટલું આંતરૂં હતું અને તેને લઈને તે વખતનું જીવન તેને પાપમય લાગે તેમાં નવાઈ જેવું ન હતું.

આનંદે અત્યારની સ્થિતિથી લઇને પશ્ચાત્ અવલોકન શરૂ કર્યું અને તે જીવનમાં જીવોની હિંસા, અસત્ય, ચોરી, વ્યભિચાર–મૈથુન, પરિગ્રહસંચય, ક્રોધ, માન, કપટ, લોભ, રાગ, દ્વેષ, કલેશ, ખોટાં આળ, ચાડીચુગલી, હર્ષશોક, પરના અપવાદ–નિંદા, અને મિથ્યાત્વનાં કાર્યો પોતાને હાથે જે જે બન્યાં હતાં, બીજા પાસે કરાવ્યાં હતાં, તે કરવાવાળાનાં અનુમોદન કર્યાં હતાં તે સર્વનું સ્મરણ કરીને ક્ષમા માગી, અને હવેથી જીવન પર્યંત ન કરવા રૂપે ત્યાગ કર્યો.

પોતાના જીવનમાં જે જે સત્કર્મો થયાં હતાં જેવાં કે વ્રત, તપ, જપ, સત્પાત્રમાં દાન, જીવોની અનુકંપા, ધર્મ શ્રવણ, દેવ ગુરૂને વંદન નમન, આદિ સર્વનું અનુમોદન કર્યું.

આહાર આદિનો ત્યાગ કર્યો, સર્વ આરંભ પરિગ્રહ વોસરાવી દીધો, પ્રભુ મહાવીરની સન્મુખદૃષ્ટિ રાખી તેમની સાક્ષીએ વ્રતો ફરીને ઉચ્ચારણ કર્યાં અને ધર્મધ્યાનમાં એકતાર થયો.

## અવધિ જ્ઞાન.

મહાવીર પ્રભુ પાસેથી તેણે જે ધર્મોપદેશ સાંભળ્યો હતો અને અગીયાર પ્રતિમા વહન કરવા વખતે જે વર્ત્તનમાં મૂકયો હતો તેની પાછી શરૂયાત કરી. આનંદે પોતાનો સુક્ષ્મ ઉપયોગ ભ્રૂમધ્યમાં આપ્યો, તરતજ પ્રકાશ થયો, ત્યાંથી ધીમે ધીમે બ્રહ્મરંધ્ર સુધી તે ઉપયોગ સાથે લંબાયો. ભ્રૂમધ્યમાં પ્રગટેલો પ્રકાશ બ્રહ્મરંધ્રમાં વધારે પ્રકાશવા લાગ્યો.

આંહી સ્થિરતામાં વધારો કર્યો. લાંબા વખતથી તેને આ અભ્યાસની ટેવ પડી હતી, તેમજ આયુષ્ય નજીકમાં પુરૂં થવાનું હોવાથી પ્રાણ વાયુની ગતિ અને તેની મજબુતાઇમાં ઘણો ઘટાડો થયો હતો, વળી જડ ચૈતન્યનો વિવેક પ્રથમથીજ હતો તેને લઇને દેહભાવથી આત્મા જુદો પડવા લાગ્યો, દેહ સાથેનાં બંધનો ઢીલાં થયાં, તેને લઇને આત્મ પ્રદેશોનો દેહસાથેનો સબંધ કાયમ રાખીને પ્રકાશ બાહાર ફેલાવા લાગ્યો, આત્માનો ઉપયોગ પણ સાથે બાહાર લંબાયો, જેટલા પ્રમાણમાં કર્મનાં આવરણો ઓછાં થયાં હતાં તેટલા પ્રમાણમાં પ્રકાશ સાથે આત્મ ઉપયોગ બાહાર આગળ વધ્યો, ઉર્ધ્વગતિએ લંબાતાં સૌધર્મ દેવલોક સુધી પહોંચ્યો, આથી વિશેષગતિ આગળ ન વધી શકી એટલે પાછો ત્યાંથી ભ્રૂમધ્યમાં આવીને સન્મુખ તિર્યિંગતિમાં પ્રકાશ સાથે ઉપયોગ લંબાવ્યો, તે જમીનનો ભાગ ઓળંગી સમુદ્ર તરફ આગળ વધ્યો, આ ઉપયોગ આત્મપ્રદેશ સાથે લવણ સમુદ્રમાં પાંચસો યોજન સુધી લંબાયો, હવે ત્યાંથી વિશુદ્ધિની મંદતા ને લઇને આગળ વધતાં અટક્યો એટલે આનંદે પાછળના નાના મગજવાળા ભાગ તરફ અભ્યાસ શરૂ કર્યો. ત્યાંના પોલાર ભાગવાળા પ્રદેશની નજીકના ભાગમાં ધારણા ધ્યાન અને સમાધિ એ ત્રણેના એકી સાથેના અભ્યાસવાળો સંયમ શરૂ કર્યો, ત્યાંના આત્મપ્રદેશવાળા ભાગમાં સ્થિરતા કરી. ત્યાં આત્મ ઉપ-

યોગે અશુદ્ધિ બળવા લાગી, કર્મોમાં રહેલો રસ શોસાવા લાગ્યો અને નિરસ થયેલાં કર્મો આત્મપ્રદેશ ઉપરથી નિર્જરવા લાગ્યાં, તે સ્થાને પ્રકાશ પ્રગટ થયો, અંદરની થતી વેદના શાંત થઈ, દેહભાવથી છુટા થયેલા આત્મપ્રદેશ સાથે આત્મ ઉપયોગવાળો પ્રકાશ બાહાર નીકળી આગળ વધ્યો, ઉત્તર દિશામાં ચુલ્લહિમવંત નામના વર્ષધર પર્વત સુધી લંબાયો, છેવટે ત્યાંથી આગળ ગતિ અટકી ગઇ. એટલે ત્યાંથી ઉપયોગ પાછો ખેંચીને શરીરના નીચલા ભાગમાં જેને મૂળાધાર કહે છે જ્યાં આત્મપ્રદેશોનો તથા નાડીઓનો ઘન ભાગ આવેલો છે ત્યાં ઉપયોગ રાખી ધ્યાન કરવાનું શરૂ કર્યું. એકાગ્રતા જામી. મનની સ્થિરતા વધી, તેથી આત્મપ્રદેશો ઉપરની અશુદ્ધતા ઓછી થઇ એટલે આત્મપ્રદેશો કર્મ બંધનના રસથી છુટા થયા, તરતજ પ્રકાશ થયો. ત્યાંથી ઉપયોગ સાથે આત્મપ્રદેશો બાહાર નીચેના પ્રદેશ તરફ લંબાયા, નીચે વધારે ને વધારે આગળ જતાં આ રત્નપ્રભા પૃથ્વીના લોલુપ નામના પ્રસ્તર સુધી તેની ગતી વધી અને ત્યાંજ અટકી. આ પ્રમાણે જેટલા ભાગ સુધી આત્મપ્રદેશો પ્રકાશ સાથે લંબાયા તેટલા ભાગ સુધીમાં રહેલા પદાર્થોનું જ્ઞાન આનંદને પ્રગટ થયું અને તેટલા ભાગને તે દેખવા લાગ્યો. આ સ્થિતિ તે અવધિજ્ઞાનની હતી તેને લઈને ઉંચે સૌધર્મ દેવલોક સુધી, તિર્છાભાગમાં પશ્ચિમ દિશા તરફ લવણ સમુદ્રમાં પાંચસો યોજન, તેજ પ્રમાણે

દક્ષિણ દિશામાં તથા પશ્ચિમ દિશામાં અને ઉત્તર દિશામાં ચુલ્લ હિમવંત નામના વર્ષધર પર્વત સુધીમાં રહેલા જીવો અને પદાર્થોને તે દેખવા લાગ્યો. આ કર્મનો ક્ષયોપશમ હતો, આત્મ ધ્યાનની તિવ્રતામાં શુદ્ધ અધ્યવસાયથી આટલી હદ સુધીનો ક્ષયોપશમ આનંદને થયો તેના પરિણામે તે જેટલા ભાગ સુધી પ્રકાશ સાથે પોતાના આત્મ પ્રદેશોને ઉપયોગ સહિત લંબાવી શકતો હતો તેના પ્રમાણમાં તેને તે ક્ષેત્રમાં રહેલા પદાર્થોનું જ્ઞાન થતું હતું.

પ્રકાશ પ્રથમ ભ્રૂમધ્યમાં થાય છે, આ પૂર્વનો માર્ગ છે. નાના મગજનો ભાગ તે પશ્ચિમ વાહિનીનો માર્ગ છે, ત્યાં પછીથી પ્રકાશ થાય છે, આ પ્રકાશ થયા વિના બાહારના દૂર રહેલા પદાર્થોનું જ્ઞાન આત્માને થતું નથી. આનંદનો આનંદ વધ્યો, શાંતિવળી, પોતાના જીવનમાં તે પૂર્ણતા ન પામ્યો છતાં, તે અવધિજ્ઞાન સુધી આત્માનો વિકાશ કરી શકયો. દેવ અને નારકીના જીવોને તે તે ભવમાં જતાં અવધિ અથવા વિભંગજ્ઞાન પ્રગટ થાય છે તેવું આ ભવપ્રત્યયિ અવધિજ્ઞાન નહતું પણ તે ગુણ પ્રત્યયિ હતું. પક્ષીઓમાં જે ઉડવાની શક્તિ છે તે, તે પક્ષીના જન્મ આશ્રયિ છે તેમ દેવ તથા નારકીના જીવોને ત્યાં અવધિજ્ઞાન થાય છે તે, તે ક્ષેત્ર આશ્રયિ ભવ પ્રત્યયિ છે પણ ગુણ આશ્રયિ નથી. મનુષ્યો જો આકાશમાં ઉડવાની શક્તિ ધરાવે તો તે ગુણ પ્રત્યયિ ગણાય તેમ મનુષ્યોને થતું આ અવધિજ્ઞાન પણ ગુણ

પ્રત્યયિ ગણાય છે. આ વિકાશ માટે આનંદ પોતાને ધન્ય° ભાગ માનવા લાગ્યો, આ સર્વ પ્રતાપ મારા ધર્માચાર્ય શ્રમણ ભગવાન મહાવીરદેવના બોધનોજ છે, તે પરમ ઉપકારી ગુરૂદેવે બતાવેલા માર્ગે ચાલવાનુંજ આ પરિણામ છે એમ માની જે દિશા તરફ પ્રભુ મહાવીર વિચરતા હતા તે તરફ મુખ અને ઉપયોગ રાખી આત્મ દૃષ્ટિથી તેમના દેહધારી આત્માનું સાક્ષાત્ દર્શન કરી માનસિક દૃષ્ટિએ તેમના ચરણારવિંદમાં મસ્તક મૂકી પ્રેમનાં અશ્રુ ઢાળવા લાગ્યો. અહા! કયાં આનંદનું પ્રવૃત્તિમય વ્યવહારિક જીવન! અને કયાં અવધિજ્ઞાન સુધી વિકાશ પામેલું પારમાર્થિક જીવન! ગુરૂની આજ્ઞા પ્રમાણે ગુરૂની નિશ્રાએ કરાતા પુરૂષાર્થની પણ બલિહારી છે!! જાગૃત થયેલા ગુરૂઓ પથ્થર જેવા પણ આજ્ઞા પ્રમાણે ચાલનારા આજ્ઞા આરાધક શિષ્યોને નવપલ્લવિત બનાવે છે, એજ ગુરૂનો અપારમહિમા છે. સર્વદર્શનમાં ગુરૂનો મહીમા ગાયો છે તેનું કારણ પણ આજ છે.

## મહાવીર પ્રભુનું આગમન.

આ વખતમાં પ્રભુમહાવીર શ્રાવસ્તિનગરીથી વિહાર કરી જાણે આનંદના આ પ્રબળપુરૂષાર્થને ગૌતમસ્વામિદ્વારા પ્રકાશમાં લાવવા માટેજ આવતા હોય નહિં તેમ વાણિજ્ય ગ્રામનગરની બાહાર દૂતપલાસ વનમાં આવીને ઉતર્યા.

ગૌતમગણધર આદિ સાધુઓનો પરિવાર સાથે હતો. પોતાને યોગ્ય સ્થાને ઉતર્યા પછી ગોચરી જવાનો વખત થવાથી સાધુઓ ગોચરીની તૈયારી કરવા લાગ્યા, એ અવસરે ગૌતમગોત્રવાળા ઇન્દ્ર ભૂતિનામના ભગવાનના મુખ્ય શિષ્ય જેને લોકો ગૌતમસ્વામિ હીને બોલાવતા હતા તે પણ પાત્રલઈને ભગવાન મહાવીર દેવની પાસે આવ્યા

ગૌતમ બ્રાહ્મણ કુળમાં જન્મેલા ગૃહસ્થાશ્રમમાંજ ચૌદ વિદ્યાના પારગામી પંડિત હતા. દિક્ષા લીધા પછી તેઓ છઠછઠે પારણું કરતા હતા, દ્દઢ બ્રહ્મચારી હતા, તેમને તેજો લેશ્યા પ્રગટ થઈ હતી; ક્રોધ, માન, માયા, લોભનો તેમણે વિજય કર્યો હતો, નિરંતર તપ, સંયમ, જ્ઞાન અને ધ્યાનથી પોતાના આત્માને વાસિતકરતા હતા, તેઓ પેહેલે પોહોરે સઝાય ધ્યાન કરતા હતા. બીજે પોહોરે ધ્યાન કરતા હતા, અનેત્રીજે પોહોરે ભિક્ષા લેવાને માટે જતા હતા. પોતાના નિત્યના કાર્ય ક્રમ પ્રમાણે ધ્યાન કરીને આજે છઠતપનું પારણું હોવાથી તે તૈયાર થઈને આવ્યા હતા.

## ગૌતમનું ભિક્ષાર્થે વાણિજ્ય ગ્રામમાં ગમન.

*મહાવીર પ્રભુને વંદન નમન કરી આજ્ઞામાંગી કે પ્રભુ! જો આપની આજ્ઞા હોયતો હું આ વાણિજ્યગ્રામનગરમાં ભિક્ષાને અર્થે જાઉં. મહાવીર પ્રભુએ આજ્ઞા આપીકે ગૌતમ! ગરીબકે ધનાઢયોના ઘરના પ્રતિબંધ વિના જ્યાં નિ-

દોષ ભિક્ષા મળે ત્યાં સુખેથી જાઓ. ગુરૂદેવની આજ્ઞા થતાં ગૌતમ પોતાનાં પાત્રો લઈને દૂતિપલાસવનથી નીકળી વાણિજ્ય ગ્રામમાં આવ્યા.

રસ્તામાં તેઓ બહુ ઉતાવળા નહિં તેમજ બહુધીમા નહિં તેવી રીતે સાડાત્રણ હાથ જમીન સુધી દૃષ્ટિ લંબાય તેટલી નીચી દૃષ્ટિ રાખીને, ઈર્યા સમિતિ શોધતાં આગળ વધ્યા. શહેરમાં સામુદાયિક ઘરોમાંથી એટલે ગરીબ તવંગરનો તફાવત રાખ્યા વિના જે ઘર આવ્યું ત્યાંથી મળતી નિર્દોષ પોતાને પુરતી ભિક્ષા લઈ લીધી, ભિક્ષા લઇને પાછા વળતા અન્યોઅન્ય વાતો કરતા ઘણા લોકોના મુખથી એવી વાત ગૌતમસ્વામિના સાંભળવામાં આવી કે શ્રમણ ભગવાન મહાવીર દેવનો અંતેવાસી આનંદ શ્રાવક કોલ્લાગ સંન્નિવેશમાં આવેલી પોતાની પૌષધશાળામાં છેલ્લું અનશન કરી મરણની રાહજોયા વિના ધર્મધ્યાનમાં મગ્ન થઇ રહેલ છે.

## ગૌતમ આનંદ પાસે આવ્યા.

ઘણા લોકો પાસેથી આ હકીક્ત સાંભળીને ગૌતમ સ્વામિના મનમાં વિચાર આવ્યો કે આનંદ શ્રમણોપાસકે અનશન વ્રત લીધું છે તે પ્રભુ મહાવીરનો પૂર્ણભક્ત છે. જીવાજીવાદિ તત્ત્વોનો જાણકાર છે તો હું આનંદની પાસે જાઉં અને જોઉં કે તેના પરિણામની ધારાકેવી છે. વળી મારાથી બનીશકે અને તેને જરૂર હોય તો આત્મજાગૃતિ

પણ આપું. ઈત્યાદિ વિચાર કરીને પોતે કોલ્લાગસંન્નિવેશ તરફ વળ્યા અને જ્યાં આનંદની પૈષધશાળા હતી ત્યાં આવ્યા. આગળથી આનંદને માણસોએ ખબર આપી, તેટલામાં ગૌતમસ્વામી પણ પધાર્યા. દૂરથી ભગવાન ગૌતમને આવતા જોઈને આનંદના આનંદનો પાર ન રહ્યો. આનંદ બહુ ખુશી થયો. પોતાના ધર્મ ગુરૂના મુખ્ય શિષ્યને આવતા દેખી તેનાં રોમે રોમ વિકાશ પામ્યા. હાથજોડીને નમન કરીને આનંદ ગૌતમ સ્વામીને કહેવા લાગ્યો. ગુરૂજી ! આ શરીર હવે થાક્યું છે, પગમાં હવે ચાલવાની શક્તિ રહી નથી, એટલે મારા પરમ ઉપકારી ગુરૂદેવને વંદન કરવા માટે હું આવી શક્યો નથી, તેમજ ઉઠીને હું આપની પાસે થોડે દૂર પણ આવી શકું તેમનથી તો પછી વંદન નમન પ્રદક્ષિણા તથા ચરણમાં મસ્તક મૂકવાની વાતજશું !ગુરૂજી! મારી એ ઇચ્છાછેકે જો કૃપાકરી આપ મારી નજીક આવો તો હું મારા હાથથી આપના ચરણનો સ્પર્શ કરી મારા આત્માને કૃતાર્થમાનું. અહા ! મારૂં ધનભાગ્ય કે આ મારા છેવટના પ્રસંગમાં આપ જેવા સમર્થ ગુરૂનું મને દર્શન થયું. તેથી હું માનું છું કે મારૂં આ છેલ્લું કાર્ય નિર્વિઘ્ને પસાર થશે એમાં જરા પણ શંકા નથી.

આનંદની આવી સાધુઓ પ્રત્યે પ્રબળભાવના જાણીને તેની ઈચ્છાને માન આપી ગૌતમસ્વામી આનંદ પાસે આવી ઉભા રહ્યા.

## આનંદનો પ્રશ્ન અને ગૌતમસ્વામિનો ઉત્તર.

આનંદે પણ પોતાનું મસ્તક ત્રણવાર નમાવીને તેમના ચરણુનો સ્પર્શ કરવા રૂપે વંદન નમન કર્યું, વંદન કરીને આનંદ ગૌતમ સ્વામીને કહેવા લાગ્યો મહારાજ ! ગૃહસ્થાશ્રમમાં રહેલા ગૃહસ્થને અવધિજ્ઞાન થઇ શકે ખરૂં કે ?

ગૌતમ સ્વામીએ જવાબ આપ્યો. હા. આનંદ ! ગૃહસ્થને અવધિજ્ઞાન થઇ શકે.

પ્રભુ ! જો ગૃહસ્થને અવધિજ્ઞાન થઈ શકે તો મને અવધિજ્ઞાન થયુંછે તેને લઈને પૂર્વદિશા તરફ લવણ સમુદ્રમાં પાંચસો યોજન સુધી હુ જોઇ શકું છું જાણી શકું છું.દક્ષીણ અને પશ્ચિમ દિશામાં પણ તેટલું જોઇ શકું છું. ઉત્તર દિશામાં ચુલ્લહિમવંત નામના વર્ષધરપર્વત સુધી, ઉંચે સૌધર્મ દેવલોક સુધી અને નીચે આ પ્રથમ રત્નપ્રભા પૃથ્વીમાં રહેલા લોલુપનામના નરકાવાસાના પહેલા પાથડા સુધી જોઈ શકું છું.

આ હકીકત સાંભળી ગૌતમસ્વામીએ કહયું, આનંદ ! બનવા યોગ્ય છે કે ગૃહસ્થને અવધિજ્ઞાન થઈ શકે પણ આટલા મોટા વિસ્તાર વાળું અવધિજ્ઞાન ગૃહસ્થને ન થઈ શકે. ગૃહસ્થને આટલી બધી સ્થિરતા અને નિર્મળતા થવી અસંભવિત છે. તેને વિક્ષેપનાં કારણોનો સંભવ છે, તેમજ ઉત્તમ નિમિત્તોનો અભાવ છે.

આનંદ ! આ સંબંધમાં તમારી ભૂલ થાય છે, તમે છેલ્લું અનશન કરેલું છે, તો આવી ભૂલ વગર તપાસ્યે રહી જાય તે ઠીક નહિં. પોતાની ભૂલોને આળોવી, તપશ્ચર્યાદિપ્રાયશ્ચિત લઈ નિઃશલ્ય પણે થઇને આ દેહનો ત્યાગ કરવામાં આવે તો જીવ આરાધક થાય છે.

આનંદે નમ્રતાથી જવાબ આપ્યો. ગુરૂજી ! જીન વચનમાં એવું કાંઇ છે કે સાચી વાત કહેનારને આલોયણા લેવાની અને તપશ્ચર્યાદિ પ્રાયશ્ચિત્ત લેવાની જરૂર પડે ?

ગૌતસ્વામી એ કહ્યું. આનંદ ! નહિં. સાચી વાત કહેનારને પ્રાયશ્ચિત્તાદિ લેવાનું જીનવચનમાં કોઈ સ્થળે છેજ નહિં.

આનંદે કહ્યું. ગુરૂજી ! જો એમજ છે તો આપજ આ સ્થાનને આળોવો અને જે પ્રાયશ્ચિત્ત આવે તે ગ્રહણ કરો. આનંદના મુખથી આ શબ્દો સાંભળી ગૌતમસ્વામીના મનમાં શંકા થઇ કે શું આનંદ સાચું કહે છે ? આ ઠેકાણે શું મારી પોતાનીજ ભૂલ છે કે ? આમ વિચાર કરી આનંદને કહ્યું આનંદ ! હું પ્રભુ મહાવીર પાસેજાઉંછું અને આ બાબતનો નિર્ણય તેઓની પાસેથી મેળવીશ. આનંદે કહ્યું ભલે ગુરૂજી પધારો અને તે કૃપાળુ મારા પરમ ઉપગારી જ્ઞાની ગુરૂદેવને મારા તરફથી વારંવાર નમન કહેશો અને શાંતિ પૂછશો. આનંદ ! ભલે એમ કહીશ, આ પ્રમાણે

કહીને ગૌતમ ત્યાંથી નીકળીને સિદ્ધાજ મહાવીર પ્રભુ આગળ આવી પહોચ્યા. દુરથી નમન કરીને બહુદુર નહિં તેમ નજીક પણ બહુ નહિં તેવી રીતે ઉભારહી રસ્તે જવા આવવામાં કાંઇપણ અયતના થઇ હોય તેની ઇર્યાપથિકી પ્રતિક્રમી, ગોચરી આળોવી પ્રભુને લાવેલ આહારાદિ બતાવીને ગૌતમ

## પ્રભુએ કરેલો શંકાનો ખુલાસો.

પોતાની શંકા પૂછવા લાગ્યા, પ્રભુ ! હું આપની આજ્ઞા લઇ ભિક્ષા અર્થે વાણિજ્ય ગ્રામનગરમાં ગયો હતો, ત્યાં ભિક્ષા લીધા પછી મારા સાંભળવામાં આવ્યું કે આનંદ શ્રમણો પાસકે અનશનલીધેલું છે તેથી હું ત્યાં ગયો, આનંદે મને પ્રશ્ન પુછયો તેના ઉત્તરમાં ગૃહસ્થાશ્રમમાં આટલું મોટું અવધિજ્ઞાન થઇ ન શકે એમ મેં જવાબ આપ્યો, આ બાતમાં આનંદનું કહેવું સાચું છે કે મારૂં કહેવું સાચું છે? મહાવીરદેવે ઉત્તર આપ્યો. ગૌતમ !આનંદનું કહેવું સાચું છે આસ્થળે તમારી ભૂલ થાય છે. આનંદ દેખીતી રીતે ગૃહસ્થાશ્રમમાં રહેલો છે છતાં તેનું જીવન એ એક ઉત્તમ સાધુજીવનને શોભાવે તેવું છે, તેણે જે પ્રમાણે કહ્યું છે તેજ પ્રમાણે તેને અવધિજ્ઞાન ઉત્પન્ન થયું છે, માટે આસ્થાનને તમારેજ આલોવવાની અને પ્રાયશ્ચિત લેવાની જરૂર છે.

## પ્રભુએ કરેલી ક્ષમામાંગવાની આજ્ઞા.

ગૌતમ ! તમે આનંદ શ્રમણોપાસકની પાસે જાઓ

અને આ તમારી ભૂલના બદલામાં તેને ખરી હકીકત મારા કહેવા પ્રમાણે જાહેર કરીને તેની ક્ષમા માંગો, સત્યને ઉત્તેજન આપવાની તમારી મુખ્ય ફરજ છે. મહાવીર પ્રભુની આજ્ઞા વિનયપૂર્વક શ્રવણ કરી, હાથજોડી નમ્રતાથી ગૌતમે જણાવ્યું, પ્રભુ ! આ હમણાંજ હું આનંદ પાસે જાઉં છું અને તેની ક્ષમા માંગીને આવું છું. આનંદે આપને વારંવાર નમન કહેવાનું અને શાંતિ પૂછવાનું કહેલું છે. પ્રભુએ કહ્યું ગૌતમ ! આનંદને ધર્મલાભ રૂપ આશીર્વાદ કહેજે અને વિશેષ આત્મજાગૃતિ રાખવા રૂપ અપ્રમત દશામાં રહેવાનું સૂચવજે.

આપની આજ્ઞા પ્રમાણે હું કહીશ, આ પ્રમાણે કહી નમન કરી, ગૌતમ લાવેલી ભિક્ષાને ત્યાંજ મૂકી પારણું કર્યા સિવાય સિદ્ધા આનંદની પાસે આવ્યા, આનંદે વચનથી પોતાના ગુરૂદેવના મુખ્ય શિષ્યનો સત્કાર કર્યો. ગૌતમે પ્રભુ તરફથી ધર્મલાભ રૂપ આશીર્વાદ કહેવા સાથે આત્મ જાગૃતિ વિશેષ રાખવા રૂપ સંદેશો જણાવીને કહ્યું.

## ગૌતમે આનંદની માફી માંગી.

આનંદ ! અવધિજ્ઞાનના સંબંધમાં આપણા ગુરૂદેવે એવો ખુલાસો કર્યો છે કે આનંદનું જીવન ગૃહસ્થાશ્રમમાં રહેવા છતાં સાધુ જીવનને શોભાવે તેવું છે અને તેને તેના કહેવા પ્રમાણે અવધિજ્ઞાન થયું છે માટે આ સ્થળે મારી ભૂલ થઈ

છે કે મેં આટલું મોટું અવધિજ્ઞાન થવાની તમને ના કહી છે. આનંદ ! આ માટે હું તમને ખમાવું છું, મારી ભૂલ કબુલ કરૂં છું અને તેને માટે હું પશ્ચાત્તાપ કરૂં છું.

આનંદે કહ્યું ગુરૂજી ! છદ્મસ્થ માણુસોથી ભૂલો થવાનો સંભવ છે, પણ તેટલા ખાતર આપ આવા તાપમાં પારણું કર્યા વિના આંહી મારી ક્ષમા માંગવા પધાર્યા, તે મારે માટે શરમાવા જેવું છે.

ગૌતમે જવાબ આપ્યો. આનંદ ! એમાં શરમાવા જેવું કાંઈ નથી, મારે મારી ભૂલ કબુલ કરવીજ જોઈએ. હું પોતે મોટાઈના અભિમાનમાં આવી જઈ મર્યાદાનું ઉલ્લંઘન કરૂં તો મારા શિષ્યો પણ તેમ કર્યા સિવાય નજ રહે. તેથી સત્ય માર્ગનો લોપ થાય અને તેના કારણ ભૂત હું પોતે ડુબું અને બીજાને પણ ડુબાડવાનું નિમિત્ત થાઉં. ગૌતમના આવાં નિરભિમાની વચનો સાંભળી આનંદને બહુજ આશ્ચર્ય થયું. વાહ ! સદ્ગુરૂના શિષ્યોમાં આવીજ નમ્રતા અને સરલતા શોભે. અહા ! પોતે ગણધર છે, હજારો શિષ્યોનો ગુરૂ છે, ઇન્દ્રને માનનીય અને પૂજનીય છે, પ્રભુનો માનીતો મુખ્ય શિષ્ય છે છતાં તેને જરાપણ અભિમાન નથી, મારા જેવા ગૃહસ્થ શ્રાવક પાસે પોતાની ભૂલની માફી માંગવા આવેલ છે, ખરેખર મોક્ષગામી, ગુરૂની આજ્ઞાના આરાધક ગૌતમની જેટલી પ્રશંસા કરૂં તેટલી

ઓછી છે. ધન્ય છે ગૌતમની સરલતાને, નમ્રતાને, અને વિશેષ પ્રકારે આજ્ઞાની આરાધકતાને ! ખરેખર અભિમાનનો તેણે નાશજ કર્યો છે, ઇત્યાદિ અનેક પ્રકારે આનંદે અને આ હકીકત જાણનારાઓએ ગૌતમની પ્રશંસા કરી. ગૌતમ સ્વામી ત્યાંથી નીકળી સિદ્ધા મહાવીર પ્રભુ પાસે આવ્યા અને પછી છઠતપનું પારણું કર્યું.

## આનંદના પ્રબળ પુરૂષાર્થની પ્રભુએ કરેલી પ્રશંસા.

મહાવીર પ્રભુએ ગૌતમ આદિ શિષ્યોને તથા ચંદનબાળા આદિ સાધ્વીઓને ઉદ્દેશીને કહ્યું. મહાનુભાવો ! આ આનંદ નામનો મારો ગૃહસ્થ શિષ્ય ધર્મમાં એટલો બધો દૃઢ છે કે દેવો, અસુરકુમારો, નાગકુમારો, સુવર્ણકુમારો યક્ષો, રાક્ષસો, કિંનરો, કિંપુરૂષો, ગરૂડ, ગાંધર્વ, અને મહોરગાદિ દેવોનો સમુહ તેને નિર્ગ્રંથ પ્રવચનથી ચળાવવાને અસમર્થ છે. જીવાજીવ બંધ મોક્ષાદિ નવ તત્ત્વોમાં તે મહાન કુશળ છે. તેના દૃઢ પુરૂષાર્થ સામી નજર કરો, જુઓ તેની આત્મ જાગૃતિ કેટલી પ્રબળ છે ? તેની ઘોર તપશ્ચર્યા તપાસો, જુઓ તેની કેવી અપ્રમત્ત દશા છે ? તેનું મન કેટલું નિર્મળ છે ? તેનું કેટલું દૃઢ ધ્યાન છે ? ગૃહસ્થાશ્રમમાં જાત મહેનતથી વૈભવના શિખરે પહોંચેલા આનંદનો વૈરાગ્ય કેટલો પ્રબળ છે ? તેણે મોહનો કેટલો બધો નાશ કર્યો છે ? તેણે મમત્વને કેવી સજ્જડ થાપ

આપી છે ? જેમ વ્યવહારમાં તેમજ પરમાર્થમાં તેનો કેટલો પ્રબળ પુરૂષાર્થ છે ? આ પુરૂષાર્થથી તેણે અવધિજ્ઞાન પ્રગટ કર્યું છે. તે આરાધક પુરૂષ છે. એકાવતારી થવાનો છે.

## આનંદના જીવન ઉપરથી પ્રભુએ શિષ્યોને આપેલી ચેતવણી.

આ ઉપરથી તમને ઘણી સમજણ લેવા જેવુંછે, જ્યારે ગૃહસ્થો પણ આટલો પુરૂષાર્થ કરી શકે છે તો તમે ગૃહસ્થશ્રમનો ત્યાગ કરીને શ્રમણ તથા શ્રમણીના માર્ગમાં દાખલ થયેલાછો તો તમારે કેટલો બધો પુરૂષાર્થ કરવો જોઇએ, તેનો તમે વિચાર કરો. મારો કોઇપણ સાધુ કે સાધ્વી આ શ્રમણ સંઘમાં દાખલ થઇને પછી પ્રમાદ કરશે, શિષ્યોમાં મોહિત થશે, આહારાદિમાં આશક્ત થશે, શ્રાવક શ્રાવિકાનો પ્રતિબંધ કરશે, કોઇ દેશ કાળના બંધનમાં સપડાશે તેઓ ઘણા પાછળ પડી જશે, સત્ય માર્ગથી પતિત થશે, તેવાઓને આ માર્ગની પ્રાપ્તિ મુશ્કેલ થશે, તેઓ દુર્લભ બોધિ થશે.માટે હે શ્રમણો તથા શ્રમણીઓ! મહાન્ દુર્લભ આ માર્ગને પામીને અખંડ પ્રયાણે તમે આગળ વધો અને તમારૂં આત્મસ્વરૂપ પ્રગટ કરો..

આત્મ જાગૃતિ અને આનંદના કેટલાક અનુકરણીય ગુણોવાળો બોધ સાંભળીને જે કોઇ પ્રમાદિ શ્રમણ તથા શ્રમણિઓ હતાં તે સર્વે જાગૃત થયાં. ત્યાર પછી થોડાજ

દિવસમાં મહાવીર પ્રભુ તથા અન્ય સાધુ સાધ્વીઓ વિગેરે જુદે જુદે સ્થળે વિહાર કરી ગયાં.

## આનંદ પહેલે દેવલોકે દેવ થયા.

આનંદમાં આત્મ જાગૃતિ ઘણી હતી, છતાં અવાર નવાર વિહાર કરી આવતા મહાવીર પ્રભુના સાધુઓ તેને સાવચેત કરતા હતા. પોતાના જ્ઞાન ધ્યાનમાં રમણ કરતાં એક મહીનાનું અનશન આરાધિ આનંદે આક્ષણભંગુર દેહનો સમાધિ પૂર્વક ત્યાગ કર્યો, અને સૌધર્મ દેવલોકમાં સૌધર્માવતંસક મહાવિમાનના ઉત્તર અને પશ્ચિમના ભાગમાં આવેલા અરૂણાભ નામના દેવ વિમાનમાં દેવ પણે ઉત્પન્ન થયો ત્યાં આનંદનું ચાર પલ્યોપમનું આયુષ્ય છે.

આનંદના દેહોત્સર્ગ પછી ગૌતમ સ્વામીએ મહાવીર પ્રભુને પૂછયું. પ્રભુ! આ દેવલોકનું આયુષ્ય પૂર્ણ કરી આનંદનો જીવ કયાં ઉત્પન્ન થશે? ભગવાને ઉત્તર આપ્યો કે ગૌતમ! મહાવિદેહ ક્ષેત્રમાં ઉત્તમ કુળે જન્મ પામી એજ ભવમાં નિર્વાણ પામશે.

આ પરમાત્મા તરફથી મળેલો બોધ છે, મોહ ઓછો કરીને જેઓ આ માર્ગનો વિચાર કરશે તે પરમાત્માને જાણી શકશે, લાગણી પૂર્વક જેઓ આ બોધ પ્રમાણે વર્તન કરશે તેઓ વિશ્વને પ્રકાશ કરનાર પ્રકાશને પામશે. જેઓ

આ પરમાત્માના બોધનું વારંવાર સ્મરણ કરશે તેમનો મોહ નાશ પામશે અને તેઓ વિશ્વનાનાથ થશે.

ॐ शान्तिः शान्तिः शान्तिः

इति श्री तपागच्छिय गच्छाधिपति श्रीमान् मुक्तिविजयगणिच्छिष्य श्रीमदाचार्य विजयकमलसूरिस्तेषामंते वासिशिष्य पंन्यासकेसरविजयगणिना संकलितो सुसंस्कारितश्च आनंद अने प्रभु महावीर नामक ग्रंथः विक्रमिय संवत एकोनावशति शतद्व्यशिति वर्षे माघशुक्ल द्वितीयायां पादलिप्तनगरे श्री शत्रुंजय महातीर्थस्य सुखद छायायां समाप्तः

श्री श्रमण संघस्य शांतिरस्तु.



# શાંતિનો માર્ગ

આવૃત્તિ ૩ જી

પૃષ્ઠ ૨૦૦ પાકું પુંઠું કીંમત ૦-૮-૦.

ત્રિવિધ તાપથી તપતા જીવોને પરમશાંતિ મેળવવાનું આ અપૂર્વ સાધન છે, નામ તેવા ગુણ છે; તેમાં અધ્યાત્મ, ભાવના, ધ્યાન, સમતા તથા વૃત્તિસંક્ષયયોગો વિગેરે ધ્યાનોપયોગી વિષયોનું ઘણા વિસ્તારથી વિવરણ કર્યું છે.

# આત્મજ્ઞાન પ્રવેશિકા

આવૃત્તિ ૩ જી

પૃષ્ટ. ૧૪૦ સાદું કાચું પુંઠું કીંમત ૦-૩-૦.

મતમતાંતરમાં ઉતર્યા સિવાય આત્મજ્ઞાનના વિકાશમાં ઉપયોગી થઈ શકે તેવા મધ્યસ્થ પાઠો હોવાથી સર્વપયોગી પાઠશાળામાં ખાસ ઉપયોગી છે. બે વર્ષમાં ૧૨૦૦૦ નકલ ઉપડી ગઈ છે.

# ધર્મોપદેશ તત્વજ્ઞાન

પૃષ્ટ ૮૦ કાચું પુંઠું કીંમત રૂ. ૦-૧-૦.

જૈન તત્વનું રહસ્ય સમજાવનાર, આત્મસ્વરૂપને ઓળખાવનાર તથા મુક્તિનો માર્ગ સૂચવનારૂં આ પુસ્તક ખીસામાં ફેરવી શકાય એવડું છે.

ગુરૂદર્શનના લાભ ખાતર દરેક બુકમાં એકથી અધિક ફોટાઓ છે.

